

# શ્રી રણછોડ-દર્શનિકા

(ભક્તિરસથી ભરપુર અતિ ઉત્તમ નૉવેલ.)



કર્ત્તા,

કેશવ (કુંડલાકર.)

મેં જે ભોગવ્યું છે તે હું કમાયો છું.

श्री रणछोडरायाय नमः ॥

સર્વ હિંદુ જનોના કલ્યાણાર્થે:—

# શ્રી રણછોડ દર્શનિકા.

(શ્રી રણછોડરાય મહારાજના મંગળમય દર્શનનું જ્ઞાન કરાવવાવાળું ભક્તિરસથી ભરપુર અતિ ઉત્તમ નૉવેલ.)

कृते यध्ध्यायतो विष्णुं, त्रेतायां यजतो मखैः ॥
द्वापरे परिचर्यायां, कलौ केशव कीर्तनात् ॥ १ ॥
(श्रीमद् भागवत्.)

ગિતિ.

ભાવાર્થ—સતયુગમાં ધ્યાનેથી, ત્રેતામાં હરિયજ્ઞ થકીજ પ્રસન્ન;
દ્વાપરે પૂજનાર્ચનથી, પ્રસન્ન કલિમાં કેશવ સુકીર્તન.



રચનાર,

કવી કેશવલાલ વિ. ત્રીભોવનદાસ (કુંડલાકર).

પ્રકટ કર્તા,
કવી કેશવલાલ વિ. ત્રીભોવનદાસ (કુંડલાકર)
મુ. ડાકોર—ઠે. સ્ટેશનરોડ.

આવૃત્તિ ૧ લી. સં. ૧૯૭૨. સ. ૧૯૧૬. પ્રત ૧૦૦૦.

ન્યોચ્છાવર રૂ. ૦-૮-૦.

મેં જે દાન કર્યું છે, તે મારી પાસે છે.

મેં જે ખર્ચ્યું છે, તે મારી સાથે છે.

મેં રાખ્યું છે, તે મેં ખોયું છે.

ૐ

# "શ્રી અર્પણોદ્ગાર."

નેક નામદાર, અનંત કોટી બ્રહ્માંડના અધિપતી, અજર અમર
અવિનાશી, દીનબંધુ, કૃપાસિંધુ, ભક્ત વત્સલ, ભક્તભવ ભય
ભંજન, સચ્ચિદાનંદ ઘન, પરમાનંદ, પુરૂષોત્તમ, પરમેશ,
સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, સર્વોત્તમ, સર્વાત્મા,
વિશ્વંભર, વિશ્વાધાર, વિશ્વેશ્વર, દયાનિધી,
વૈકુંઠપતિ, ઠાકુરાધીશ દેવ, પૂર્ણબ્રહ્મ, મહા-
મંગલ સ્વરૂપ, મહારાજાધિરાજ શ્રી;

**રણછોડરાય**

**શ્રી;———ડંકપુર.**

**પ્રભુ**

આપની કૃપા
પ્રસાદીથી, અનેક યોનિ-
ઓમાં અથડાતો, ભટકતો, આ
મનુષ્ય તેમાં (મુખ્ય) દ્વિજદેહમાં આવી
માયાના મોહિક અંધપટમાં આપના દર્શ જ્યોતના
પ્રકાશથી આપના ચર્ણાર્વિંદમાં વાસ કરી, આપના અનંત
ગુણાનુગાનના પુષ્પકુંજમાંથી, યથા મતિનુસાર, યત્કિંચીત
ગુણાનુગાનનું આ પુષ્પ ચુંટી, આપના ભક્ત ભયહર, કલ્યાણકારી,
સુકોમળ ચર્ણ કમળમાં, આ દાસ સપ્રેમપૂર્વક સમર્પે છે; તે સ્વીકારશોજી.

ડંકપુર—ભાદ્રપદ, કૃષ્ણ એકાદશી.

લી. આપનું ચર્ણાનુરજ કિંકર.

# પ્રસ્તાવના.

**સુજ્ઞ વાંચક મહાશયો ! અને બ્હેનો ! !**

જેવી રીતે જગ્તારણ્યના બગિચામાં ઉગેલાં સુમનોહર કલ્પ વૃક્ષો પરથી અનેક માળીઓ સુંદિર પુષ્પો તથા ફળો ચુંટી જગ્તની સુપ્રસિદ્ધીમાં મુકે છે. તેમાં કેટલાક માળીઓ પુષ્પો ચુંટે છે, કેટલા ફળો ચુંટે છે, અને કેટલાએક પુષ્પોસહ ફળો ચુંટે છે. પરંતુ તે પુષ્પો તથા ફળોની સુવાસ કે સ્વાદિષ્ટપણાની પરિક્ષા તો ગ્રાહ્યજનોની બુદ્ધાથીજ થાય છે. કારણ કે કેટલાંક પુષ્પો બાહ્યદ્રષ્ટિથી સુંદિર દેખાતા હોય પરંતુ સુવાસ રહિત મનને કંટાળો આપતાં હોય તો કેટલાંક બાહ્યદ્રષ્ટિથી સુશોભિત ન હોય પણ સુવાસીત મનને આનંદ દાયિક હોય છે. કેટલાંક ફળોનો સ્વાદ બુદ્ધિ વિનાશક હોય તો કેટલાંક ફળોનો સ્વાદ બુદ્ધિ સુધારક હોય છે. (દ્રષ્ટાંત તરીકે પીતકરેણ અને પીતચંપો, તાડફળ અને આમ્રફળ.) (સુવાસિત પુષ્પરૂપી પુસ્તકનું સારૂં વાંચન, સ્વાદિષ્ટ ફળરૂપી પુસ્તકનો સાર કિંવા રહસ્યતા.)

(તેવી રીતે) શ્રીમદ્ મહારાજાધિરાજ **શ્રી રણછોડરાય** પ્રભુની કૃપા પ્રસાદી વડે, આ જગ્તારણ્યના બગિચામાં ઉગેલાં મનોહર કલ્પવૃક્ષ પરથી **'શ્રી રણછોડ દર્શનિકા'** નામનું પુષ્પ સહ ફળ ચુંટીને આ દાસ આપ ગ્રાહ્ય જનોની દ્રષ્ટિમાં મુકે છે. હવે તે પુષ્પ સહફળ સુવાસિત અને સ્વાદિષ્ટ છે, કે દુર્વાસિત અને સ્વાદ રહિત છે તે આપની બુદ્ધિપર આધાર છે.

કદાપિ આપની બુદ્ધિમાં આ દાસની અજ્ઞાનતા કે સ્વચ્છંદપણું દેખાય તો ક્ષમા આપશોજી.

ભાદ્રપદ કૃષ્ણ એકાદશી. ડાકોર. | લી. સર્વશુભેચ્છક શ્રીરણછોડરાય પ્રભુનો દાસાનુદાસ **કેશવ.**

# અનુક્રમણિકા.



**શ્રી ગણેશાય નમઃ** **શ્રી શારદાય નમઃ**

(ગિતિ) ગજમુખ દેવ ગણેશા, મયુરાસન કરનારી,
વિઘ્ન નિવારણુ છો મંગલ બંધૂ; સરસ્વતી તું છે કરૂણા સિંધૂ;

# મંગલ પુષ્પાંજલી.

( કવ્વાલી–ગઝલ. )

નમું હું ગુનૂપતિ દાતા, મયાકર શારદા માતા;
ગુણો સહુ આપના ગાતા, થયા છો જસ વિખ્યાતા.
મુશક પર ગુનૂપતી સ્વારી, મયુર પર શારદા સારી;
વળી છે અષ્ટધા નારી, કુંવારી છે વિણા ધારી.
પ્રથમ શુભ કાર્યમાં પ્હેલા, ગજાનન આવતા વ્હેલા;
અબિલ સીંદૂર ગુલાલા, પુજાઓ ખૂબ દૂંદાળા.
જગતમાં રૂમઝુમ કરતી, વળી વીણા લઈ ફરતી;
દરીદ્રો દુઃખ તું હરતી, ઘણાનો મોક્ષ તું કરતી.
ગજાનન સર્વ પુજાયે, ગુણો સહુ ખંતથી ગાયે;
અમારાં કાર્યમાં નીત્યે, ગણેશા વીઘ્ન તું હરજે.
કૃપા કર શારદા દેવી, કરૂં છું અર્જ હું એવી;
સદા **કેશવ** હ્રદયમાંહી, વસો માતૂ દયા લાવી.

# માયાની બિછાવેલી જાળમાંથી બચવા.

( કવ્વાલી–ગઝલ. )

ભરેલા કૂપમાં રેંટો, ભરાતા નેજ ઠલવાતા;
જગતના કૂપમાં તેમજ, મરાતા નેજ જન્માતા.
બિછાવેલ જાળમાં ભટકી, બહુ જીવો ભમાયે છે;
પ્રભુભક્તિ તણા નાવે, મહાસાગર તરાયે છે.
વળી ચ્યાસીજ વર્ષોથી, બોડાણો દ્વારિકા જાયે;
કરી શુદ્ધ દિલથી ભક્તિ, હરી ડાકોરમાં લાવે.
ગુગળીયો બહુ થયા પાછળ, મહા હલ્લો કરી આવે;
પ્રભુશ્રી ભક્તવશ થ્યા જે, કદાપી આંચ ના લાવે.
ગુગળીએ વીનતી કીધી, સુવર્ણ દે પ્રભુ તોલી;
સતી ગંગા તણી વાલી, થયા તે ભાર વનમાલી.
થયા તુલસી બરોબર તો, ગયા નિરાશ થઈ વિપ્રો;
પ્રભુની સ્થાપના કીધી, દુઃખો **રણછોડજી** કાપો.
નક્કી આજે નક્કી કાલે, નક્કી કાળે નક્કી કલ્પે;
જગતનો કાળ આ ચક્કી, પિસે સંસારની સ્વલ્પે.
વળી દાણારૂપી ઓરે, સહુ પ્રાણી પીસાયે છે;
પ્રભુ ભક્તિતણા ખીલે, અચળ સુખ તો પમાયે છે.
ત્યજો નિદ્રા સજો મનને, સહુ ધર્મી બનો જાગો;
નિરંતર ઇશને ભજતાં, પ્રભુભક્તિ સૌ માગો.
ફસ્યા જો કાળની જાળે, કુકૃત્યોથી ભમાયે છે;
પ્રભુ **કેશવ** તણા નાવે, મહાસાગર તરાયે છે.

# પ્રભૂનો ભક્તિગઢ બાંધો.

( કવ્વાલી–ગઝલ. )

વિચારો જગ્તના વાસી, ગળે ષટ્ શત્રુની ફાંસી;
મનુષ્યા દેહની ફરતો, પ્રભૂનો ભક્તિગઢ બાંધો.
કરાવે 'કામ' કૂકૃત્યો, વળી 'ક્રોધે' કર્યાં વૈરો;
અપાવે 'લોભ' કૂધંધો, પ્રભૂનો ભક્તિગઢ બાંધો.
ક્ષણિકના 'મોહ'માં મરતો, વળી 'મદ'મસ્ત થઇ ફરતો;
અહં 'મત્સર' કરે અંધો, પ્રભુનો ભક્તિગઢ બાંધો.
મહા શત્રુજ ષટ ભાઇ, મનુષ્યા દેહ ઘેરાઈ;
કરો એ શત્રુ પર હલ્લો, પ્રભુનો ભક્તિગઢ બાંધો.
ધરી ઇશ ભક્તિનો ભાલો, સજોને ધર્મની ઢાલો;
ભરોને દિન દયા નાળો, પ્રભૂનો ભક્તિગઢ બાંધો.
સજાવો દ્રઢ મનની રે, ચલાવો ધાર સમશીરે;
બની માયા તણા સ્વારો, પ્રભુનો ભક્તિગઢ બાંધો.
સહુ એ જ્ઞાન મન્ત્ર ધરજો, નક્કી ષટ્ શત્રુ વધ કરજો;
નીતિજય ધ્વજ ફરકાવો, પ્રભૂનો ભક્તિગઢ બાંધો.
કમાણી કંજુસો કરશે, પ્રમાર્થે પાઇ ના વરશે;
બને ધુળધાણી તો અંતે, પ્રભૂનો ભક્તિગઢ બાંધો.
મરી જાવું સહુ મેલી, ન આવે ઠાઠડી થેલી;
મુકે બાળી સગાંઓ તો, પ્રભૂનો ભક્તિગઢ બાંધો.
પ્રભુ વિણુ કોઇ ના બેલી, કરૂં **કેશવ** અરજ છેલ્લી;
કરો ઇશિ ભક્તિનો ધંધો, પ્રભૂનો ભક્તિગઢ બાંધો.

લખાય છે !                                   ગ્રાહક થાઓ !!

શ્રી રણછોડરાયના પરમ ભક્તરાજ.

# વિજયસિંહ (બોડાણા)જીનો વિજય ધ્વજ.

એ નામનું સફાઇદાર કાગળોપર, સુંદર અક્ષરોથી, શુશોભીત કપડાંના પાકા પુંઠાંવાળું, શ્રી રણછોડરાયની સુંદિર છબીવાળું, ભક્તિરસથી ભરપુર અતી ઉત્તમ નોવેલ ટુંક સમયમાં છપાઈ બ્હાર પડશે.

આ નોવેલમાં શાસ્ત્રના સિદ્ધાંતસહ ભક્તરાજ બોડાણાજીનું અથેતી સુધીનું વૃત્તાંત પ્રકરણો રૂપે, ચાલુ સમયમાં, સાહિત્યોના શોખીનોને પ્રીય થઇ પડે તેવી ભાષામાં ગોઠવ્યું છે. વળી તેમાં ડંકપુરની સંપૂર્ણ અને ચોક્કસ માહિતી માટે, અમદાવાદના સર ન્યાયાધીશ રા. રા. દયારામ ગીડુમલજીના અભિપ્રાયો પ્રસિદ્ધ કર્યા છે તથા યાત્રીક જનોને, દરેક તીર્થસ્થળમાં અતી ઉપયોગી થઇ પડે તેવી ટુંક હકીકતો પણ દર્શાવી છે.

તો વાંચક મહાશયો ! ! ઇચ્છાનુસાર આ નોવેલના અગાઉથી ગ્રાહક તરીકે આપનું નામ ઠામ નીચેને શરનામે લખી મોકલવા તસ્દી લેશોજી ( અગાઉથી થયેલા ગ્રાહકોનાં નામ પુસ્તકના પાછળના ભાગમાં છપાશે. )

ન્યોચ્છાવર—અગાઉથી ગ્રાહક થનારના.          રૂ. ૧—૪—૦
પાછળથી.............રૂ. ૧—૮—૦

વી. પી. ખર્ચ જૂદું.

લી. સર્વ શુભેચ્છક શ્રી રણછોડરાયનો દાસાનુદાસ,

**કવી કેશવલાલ ત્રીભોવનદાસ ઓઝા (કુંડલાકર)**

મુ. ડાકોર. ઠે. સ્ટેશનરોડ.

ॐ

श्री तत्सत् परमात्मने नमः ॥

# 'શ્રી રણછોડ દર્શનિકા.'

## પ્રારંભ.

**दिक्कालाद्य नवच्छिन्नन, न्त चिन्मात्र मूर्तये ॥**

**स्वानुभूत्येक साराय, नमः शान्ताय तेजसे ॥ १ ॥**

**ભાવાર્થ:**—મહાન વિભૂતિવાળા અને સત્વગુણથી પૂર્ણ (પરમાત્મા) જેની મૂર્તિ, દિશાઓ અને કાળથી અપરિમિય છે; જે અનંત અને ચૈતન્યરૂપ છે. જેને ફક્ત આત્મજ્ઞાનથીજ મેળવી શકાય છે, એવા ઇશ (સાક્ષાત પરબ્રહ્મ મહામંગલ સ્વરૂપ શ્રી રણછોડરાય)ને હું વંદન કરૂં છું.

---

## પ્રકરણ ૧ લું.

---

### 'જળવહનમાં વ્હેતી સુંદરીનો બચાવ.'

દોહરો—ચંબલ સરિતા જળ વિષે, વ્હેતી સુંદર નાર;
મહાન્ ગુરૂના શીષ્ય ત્યાં, કરગ્રહી લાવે બ્હાર. ૨

મણિય હિંદ ભૂમિપર, સેંકડો ગાઉમાં પથરાયેલો, સુકોમળ અને સુજાતિય વૃક્ષ લત્તાઓથી લપેટાયેલો આકાશને અડકતો, મહાન ઋષિ મુનિઓની અડગ્ સમાધિથી અવિચળ થયેલો, અતિ વિશાળ પર્વત 'વિંધ્યાચલ' નામે છે.

વર્ષાઋતુની પૂર્ણાહુતિ થયે, સુગંધી ફળીષ્ટ નવપલ્લવ વૃક્ષલત્તા-ઓથી આ પર્વત શોભી રહ્યો હતો. તેમાં ઉન્મત્ત થયેલા કોકિલ પક્ષિઓ, આમ્રવૃક્ષના કોમળ કુંપળો કરડી ખાતા હતા. કેવડાની સુગંધી મંજરીપર ભ્રમરાઓ ગુંજારવ કરતા હતા. ફળના ભારથી લચી ગયેલી દાડમડીઓમાં ચક્લીઓ માળા બાંધી વીઆઇ હતી. શ્યામ અને રક્ત-મુખા વાનરોની આનંદી સ્વચ્છંદી રમ્મતોથી તાડવૃક્ષો કંપી રહ્યાં હતાં. અંદર અંદર કોલાહલ કરતા કપોત પક્ષિઓ પોતાની પાંખોવતી કોમળ પુષ્પોને ખેરી પાડતાં હતાં. પરાગ પુષ્પોની રજ ઉડયાથી વિ-ચીત્ર થયેલી મેનાઓ પર્વતના શિખરોપર બેસી કલરવ કરતી હતી. પવનની ઠંડી લ્હેરથી કોમલ કદલીપત્રો પંખાનું કામ સારતાં હતાં. વળી કોમળ કંઠની મયુરીઓ શિલાપર બેઠી બેઠી ટહુકાર કરતી હતી; અને મયુરો પોતાનાં સુંદર પીંછોની કળા પ્રસારી નૃત્ય કરતા હતા. મદોન્મત્ત થયેલા વનરાજ કેશરી સિંહો પોતાના મ્હાડી સ્વરથી આખા પર્વતને ગજાવી મુકતા હતા.

આ પર્વતના ઉત્તર વિભાગની એક કંદરામાંથી પવિત્ર નિર્મળ જળથી કલ્લોલ કરતી, ચકચકીત રેતિના બે કિનારા વચ્ચે 'ચંબલ' નામે સરિતા વહન કરતી હતી. તે સરિતા તટથી આશરે સોએક કદમ દૂર 'સચ્ચિદાનંદાશ્રમ' આવેલો હતો. ચોતરફ ઘાડાં વનવૃક્ષોથી તે આશ્રમ ઢંકાઇ ગયેલો હતો. આશ્રમના મધ્ય ભાગમાં ઘણા કાળથી સમાધિષ્ટ થયેલા હોય તેવા શ્વેત જટ્ટાવાળા, નિરાકાર પણ સાકાર દેવ રૂપ, અતિ તેજસ્વી લલાટવાળા મહાત્માશ્રી **'સચ્ચિદાનંદ'** ગુરૂ અડગ્ સમાધિ લગાવી બીરાજમાન થયેલા હતા. તેમના વામ્ અને દક્ષિણ ભાગમાં, હસ્ત વિષે રૂદ્રાક્ષ અને તુલસીનાં વલકલ પ્હેરેલાં, કંઠ વિષે સ્ફાટિક રૂદ્રાક્ષ અને તુલસીની માળા ધારણ કરેલા, બ્રહ્મચર્ય વ્રતથી તેજસ્વી લલાટવાળા, ભસ્મ ત્રિપુંડ તિલક ધારી, વામ સ્કંધે યજ્ઞોપવિત

ધારણ કરેલા, વલ્કલની કંથા અને મુંજની મેખલાયુક્ત, શ્યામ અને ગૌર અંગવાળા, પંચકેષથી શોભતા સુંદર મુખાકૃતિવાળા '**કેશ્વાનંદ**' અને '**શિવાનંદ**' નામના બે તરૂણ શીષ્યો એક પગે ઉભા રહી, ગરૂમંત્રનો જાપ જપી રહ્યા હતા.

એક પ્રભાત સમયે સમાધિમાંથી જાગૃત થઇ ગુરૂરાજે જળનું કમંડલુ ભરી લાવવાની કેશ્વાનંદને આજ્ઞા કરી. ગુરૂની આજ્ઞા થતાંજ સ્ફાટિકનું કમંડલું હસ્તમાં ધારણ કરી, વર્ષાઋતુથી નવપલ્લવ થયેલા વૃક્ષોની નીલ સાડી ઓઢેલી પૃથ્વી દેવીની શોભા જોઇ મનમાં આહ્‌લાદ પામતો, કુદરતિ કૃતિનું નિરિક્ષણ કરતો કરતો કેશ્વાનંદ સરિતા તટપર આવી પ્હોંચ્યો. પવિત્ર જળથી સ્નાન કરી, સ્ફાટિકનું કમંડલુ ભરી, સ્વાશ્રમ તરફ જવા તત્પર થયો; તેવામાં મોક્ષ પદને પ્હોંચાડનાર મહાન તપસ્વિઓનો મંત્ર જાપ, સર્વ વેદ, શાસ્ત્રો, અને પુરાણોનું તત્વ, સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય જેમાં સમાયેલ છે, તેવા 'ૐ'કાર શબ્દનો, ગભરાતા હૃદયવાળા મનુષ્યના કોમળ કંઠમાંથી ત્રુટક ત્રુટક સ્વર સંભળાયો.

**કેશ્વાનંદ:**—( સ્થંભીને ) આહા ! આ મેં શું સાંભળ્યું, કઇ તરફથી સાંભળ્યું, આવા નિર્જન વનના શાંત એકાંત પ્રદેશમાં મહામંત્ર 'ૐ'કાર જેવા પવિત્ર શબ્દનો સંગિત સ્વર ક્યાંથી, કયા કોમળ કંઠમાંથી સંભળાયો ? ( આસપાસ જોઈ, જળપ્રવાહમાં દ્રષ્ટિ ફેરવતાં ) ઓહો ! નવાઈ ! ઘણીજ નવાઇ, મહાન ઋષિમુનિઓ વેદશાસ્ત્રાદિમાં નિપૂણ થઈ, ઉગ્ર તપશ્ચર્યાઓ કરી કાળ વ્યતિત કરે છે, છતાં પણ 'ૐ'કારનું પરિપૂર્ણ જ્ઞાન થતું નથી, તે આ જળપ્રવાહમાં સુકા વૃક્ષના ટુકડાના સાધનથી, સંસારમાં કહેવાતી કોમળ સ્ત્રીજાતી, મૃત્યુની ભયંકર સ્થિતિમાં પણ 'ૐ'કાર શબ્દનું રટણ કરતી કરતી, અમૃતનો ઝરો વહ્યો આવતો હોય તેવી, કોઇ સ્ત્રી તણાઇ આવતી જણાય છે. અ-

વશ્ય તે કોઈ ભક્તિવાન આત્મા હશે. માટે ચાલ તેને બચાવી દુઃખમાંથી મુક્ત કરૂં.

આવો વિચાર કરી, જળવહનમાં પડી, તણાતી આવતી સ્ત્રીને બ્હાર લાવી સારવાર કરી, સાવધ કરવાને સ્વાશ્રમ પ્રત્યે લઇ ચાલ્યો.

---

## પ્રકરણ ૨ જું.

### ‘ કેશ્વાનંદનો ગૃહસ્થાશ્રમ. ’

દોહરો—સ્વાશ્રમ પ્રત્યે લાવતાં, ગુરૂની આજ્ઞા થાય;
શીષ્ય અને તે નારનો, ગૃહસ્થાશ્રમ મંડાય.

પ્રભાતનાં સૂર્ય કિરણો આશ્રમનાં વૃક્ષોપર છવાઈ રહ્યાં હતાં. જાડા વૃક્ષોના પોલાણમાં, અને ઘાટી પત્રલત્તા કુંજોમાં નિવાસ કરતા પક્ષિઓ કોમળ કંઠથી સ્વભાષામાં યશોગાન ગાઇ રહ્યાં હતાં. જળાશયોમાં ઉગેલાં કુમુદ પુષ્પો પોતાના સૂર્ય પિતાને મળવા કિરણો પાસે આતુરતા બતાવતાં હતાં. આશ્રમની આસપાસ હરિણ બચ્ચાંઓ આનંદી રમ્મત ચલાવી રહ્યાં હતાં. આ વખતે નીલવૃક્ષોની લીલી સાડી અંગપર ધારણ કરી, વિંધ્યાચલ પર્વતરૂપી, જડીત્ર મુકુટ (જેમાં સચ્ચિદાનંદાશ્રમરૂપી નકસી કામ કરાવી **સચ્ચિદાનંદ** મહાત્મારૂપ અસિમ તેજસ્વી હિરો જડાવી) શિરપર ધારણ કરી પૃથ્વીદેવી શોભતી હતી.

મહાત્માશ્રી **સચ્ચિદાનંદ** ગુરૂ ‘ સોહં સોહં ’ ના શબ્દો જપી રહ્યા હતા. તેવામાં અસાવધ થયેલી સુંદરીને સાવધ કરી, કેશ્વાનંદ મહારાજ ગુરૂ પાસે હાજર થયા. કુદરતિ ચીજોથી બનેલો આ રમણિય

આશ્રમ તેમાં વળી બીરાજતા મહાન શરીરધારી સચ્ચિદાનંદ મહાત્માની તેજસ્વી મૂર્તિ, તથા તેમના બન્ને કર્ણમાં ચળકતા સ્ફાટિકનાં કુંડળોરૂપ (ગુરૂના બન્ને પાસમાં ઉભેલા) કેશ્વાનંદ અને શિવાનંદની ચળકતી મુખ મુદ્રાઓ જોઈ, મૃત્યુના મુખમાંથી બચેલી સુંદરી મનમાં ને મનમાં આનંદોદ્દગાર કાઢવા લાગી કેઃ–" અહાહાહા ! યોગનો પ્રભાવ કેવો આશ્ચર્યકારક છે, કે અદ્યાપી પર્યંત સુધી મને પૂર્ણ સંતોષ નહિ થયેલો તે આ યોગીરાજની શાંત મૂર્તિનાં દર્શન થતાં સંપૂર્ણ સંતોષ ઉત્પન્ન થાય છે.—આહા ! ધન્ય છે આ આશ્રમને, કે આવા અધિપતિ મેળવ્યા છે. ધન્ય છે પૃથ્વીદેવીને, કે આ પ્રકાશિત હિરો મુકુટમાં જડી શિરપર શોભાવી રહી છે. અને સરસ્વતિને પણ ધન્યવાદ છે, કે રાજહંસીની માફક આ ગુરૂરાજના મુખકમળમાં સદાને માટે બીરાજી રહી છે. ( પ્રકાશ ) ' આહા ! પ્રભુ ! પ્રણામ, પ્રણામ, આપને આ દાસીના સપ્રેમ પૂર્વક પ્રણામ. ' આટલું કહી તે સુંદરી ગુરૂરાજના ચરણકમળમાં પડી ગઇ.

**ગુરૂરાજઃ**—' **कल्याण मस्तु भव.** ' દેવિ તમો કોણ છો, કયાંથી આવો છો, આવવાનું પ્રયોજન શું ?

**ભક્તબાલિકાઃ**—કૃપાળુ ! મારૂં નામ ભક્તબાલિકા છે, હું મૃત્યુ લોકમાંથી આવું છું. કેમકે દુષ્ટ કળીયુગના સામ્રાજ્યમાં માયાના મોહમાં મદોન્મત્ત બનેલા મૃત્યુ લોકના સ્વાર્થિ પ્રાણીઓ, મારૂં તારૂં કરતા ક્ષણિક સુખમાં અતિલુબ્ધ થયેલા હોવાથી, મને કયાંઇ પણ આશ્વાસન નહિ મળ્યું, જેથી કંટાળીને કૈવલ્ય ધામમાં પ્હોંચવાને માટે મેં જળપાત કર્યો હતો; પરંતુ પવિત્ર વરૂણદેવે કૃપા કરી એક કલ્પવૃક્ષના ટુકડાના સાધનથી મને બચાવી લીધી હતી; જેનાથી કૈવલ્યપદનું રટણ કરતી કરતી બેભાન અવસ્થામાં જળપ્રવાહમાં તણાતી આવતી હતી, તેવામાં આ આપના શીષ્ય ( કેશ્વાનંદ )જીએ જળ વહનમાંથી બ્હાર

કાઢી, સાવધ કરી, આ મોક્ષધામ જેવા પવિત્ર આશ્રમમાં પરમકલ્યાણમય મૂર્તિ 'આપ **સચ્ચિદાનંદ** પ્રભુ' નાં અમૃતમય દર્શન કરવાને ભાગ્યશાળી બનાવી છે. તો દયાળુ ! હવે હું નિરંતર અહિં આપના ચરણકમળમાંજ રહીશ.

**ગુરૂરાજ:**—કલ્યાણી ! મૃત્યુલોકથી અલગ થવાને તમોને હજુ ઘણો વિલંબ છે, કેમકે દીન મનુષ્યોને કલ્યાણનો માર્ગ દર્શાવવો તે તમારી ફરજ છે તો તે પૂર્ણ થયે સુખેથી અત્રે રહેજો.

**ભક્તબાલિકા:**—મહાત્મન્ ! આપની આજ્ઞાનું ઉલ્લંઘન મારાથી નજ થાય, પરંતુ હું ક્યાં જાઉં, કોને ત્યાં રહું, મને ક્યાંઇ પણ આશ્વાસન મળતું નથી, જેથી હું ક્યાં વીચરૂં.

**ગુરૂરાજ:**—દેવી ! ગભરાઓ નહિ, તમારી સાથે મારા જ્ઞાની શીષ્યને મોકલું છું–કેશ્વાનંદ ?

**કેશ્વાનંદ:**—ગુરૂ મહારાજ !

**ગુરૂરાજ:**—ઈંદ્રિયોનો નિગ્રહ કરી નૈષ્ટિકપણે ઇષ્ટિની ભક્તિ કરી, અખંડ બ્રહ્મચર્ય વ્રતને તેં ઉજ્વળ કર્યું છે; હવે આ બીજો આશ્રમ ગૃહસ્થાશ્રમ ગ્રહણ કર.

**કેશ્વાનંદ:**—દયાળુ દેવ ! એ સ્વાર્થિ સંસારની ઘટમાળમાં લુબ્ધ બની ક્ષણિક સુખનો ગૃહસ્થાશ્રમ ગ્રહણ કરવો મને યોગ્ય લાગતો નથી. માટે પ્રભુ ! આ અવિનાશી વાસ છોડી એ નાશવંત વાસમાં નિવાસ કરવા હું જઇશ નહિ. બસ અહીંજ રહીશ.

**ભક્તબાલિકા:**—હા પ્રભુ ! આવો સદાનંદાશ્રમ છોડીને કયો હતભાગી આત્મા ક્ષણાનંદાશ્રમમાં લપટવાની ખુશી બતાવશે.

**ગુરૂરાજ:**—વત્સો ! તે તમારૂં કહેવું સત્ય છે. પણ તમારા જેવા ઇશ્વિરાંશોના અવતાર જગતના કલ્યાણને અર્થેજ છે.

**કેશ્વાનંદ:**—ગુરૂરાજ ! આપના અત્યાગ્રહથી ઘણો લાચાર છું.

પરંતુ દુષ્ટ કળીયુગના રાજ્યમાં અમારો સત્કાર અને પોષણ થવું ઘણું કઠીન છે.

**ભક્તબાલિકા:**—હા પ્રભુ! હું એ સઘળો અનુભવ લઇનેજ અહીં આવી છું. દુષ્ટ કળીકાળના રાજ્યમાં મૃત્યુલોકના મનુષ્યો ક્ષણિક સુખની સ્વાર્થિક મોહજાળમાં સજ્જડ ગુંથાયેલાં છે.

**ગુરૂરાજ:**—વત્સો! પૂર્વ કર્માનુબંધથી તેઓનું ગમે તે થાઓ, પરંતુ નિઃસ્વાર્થપણે ઇશ ભક્તિ કરવાનો સદુપદેશ આપી, કલ્યાણનો માર્ગ દર્શાવવાની જે તમારી ફરજ છે, તે બજાવી, અંતે આ ધામ-પ્રત્યે ચાલ્યા આવજો. ( આટલું કહી ગુરૂરાજે કેશ્વાનંદ તથા ભક્ત બાલિકાનો હસ્તમેલાપ કરાવી, ) વત્સો! તમારૂં પવિત્ર જોડું દીન મનુ-ષ્યોને કલ્યાણનો માર્ગ દર્શાવી આ સૃષ્ટિમાં અમરાંકિત થાઓ–'તથાસ્તુ.' વત્સ શિવાનંદ ! !

**શિવાનંદ:**—આજ્ઞા મહારાજ !

**ગુરૂરાજ:**—તું પણ તારા ધર્મતુલ્ય બંધુ કેશ્વાનંદ સાથે સૃષ્ટિમાં વીચરી મૃત્યુલોકમાં જ્ઞાનોપદેશનો વરસાદ વરસાવી અમરાંકિત થા— 'તથાસ્તુ.'

આટલું કહી ગુરૂરાજે સમાધિ લગાવી દીધી. **કેશ્વાનંદ, ભક્ત બાલિકા** અને **શિવાનંદ** એ ત્રણે ભક્તો ગુરૂરાજના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કરી સદાનંદાશ્રમ છોડી, ક્ષણાનંદાશ્રમ પ્રત્યે ચાલ્યા.



# પ્રકરણુ ૩ જું.

## તિર્થયાત્રા.

**દોહરો:**—દક્ષિણુ દેશે નારીને, સુત્ બે ઉત્પન્ન થાય;
યોગ્ય ઉમરના સુત્ થયે, યાત્રાર્થે નીકળાય.



આશ્રમ છોડી, ત્રણે ભાવિક ભક્તો ગુરૂરાજને પ્રણામ કરતા, ગિરીરાજને નમન કરતા, માર્ગ ક્રમણુ કરવા લાગ્યા.

**ભક્તબાલિકા:**—પ્રીય પતિ ! આ કુદરતિ કૃતિની ગતિને મનુષ્યની અલ્પં મતિ લેશ પણુ પહોંચી શકતી નથી. આહા ! કૃત્રિમ દેખાવો કરતાં કુદરતિ દેખાવો ચક્ષુને કેવા આનંદ પમાડે છે.

**કેશ્વાનંદ:**—પ્રીયે ! જગત્કર્તાની અસિમ લીલા પાસે મનુષ્યની અલ્પ અને તુચ્છ લીલા શી ગણુત્રીમાં.

આમ વાર્તાલાપ કરતા ત્રણે ભક્તો દ્રવિડ દેશના એક ધાર્મીક વસ્તીવાળા રમણિય શહેરમાં આવી પ્હોંચ્યા. તે શહેરના મનુષ્યો તરફથી તેઓને માન પાન સારૂં મળવા લાગ્યું. જેથી ત્યાંજ નિવાસ કરી મનુષ્યોને જ્ઞાનોપદેશ દેતા કાળ વ્યતિત કરવા લાગ્યા.

બે ચાર વર્ષ વીત્યે, મંગળ દિવસે, મંગળ મુહુર્તે, **ભક્ત બાલિકાએ** બે પુત્રનો જન્મ આપ્યો. પુત્રોની જન્મથીજ જ્ઞાન અને વૈરાગ્યવાન વૃત્તિઓ હતી જેથી બન્નેનાં નામ '**જ્ઞાનેંદ્ર** અને **ત્યજેંદ્ર**' રાખવામાં આવ્યાં. પુત્રોને યોગ્ય ઉમ્મરે યજ્ઞોપવિત્ ધારણુ કરાવી, વેદશાસ્ત્રાદિમાં નિપૂણુ બનાવી, કેશ્વાનંદ મહારાજ સ્વકુટુંબસહ 'તીર્થયાત્રા' કરવા નીકળી પડયા.

દક્ષિણુ દેશમાં રામેશ્વર સુધીનાં તીર્થસ્થળોમાં ફરી, પશ્ચિમ દેશમાં

જગન્નાથપુરી સુધીના દેવ મંદિરોમાં દર્શન કરી, ઉત્તર દેશમાં બદ્રી–કેદારનાથ સુધીના દેવાલયોમાં ઠાકોરજીની ઝાંખી કરી, પૂર્વ દેશમાં દ્વારામતિ સુધીના પવિત્ર ક્ષેત્રોમાં વીચરી, અલબેલી મુંબાપુરીમાં સર્વે ભક્તો આવી પહોંચ્યા.

---

## પ્રકરણ ૪ થું.

---

### અલબેલી મુંબાપુરી.

**દોહરો:**—હિંદ ભૂમિનું રત્ન જે, નામે મુંબાપુર;
દેશિવિદેશી પ્રાણીને, લક્ષ્મિથી ભરપુર.



વિત્ર હિંદ ભૂમિપર, દુનિઆના ઘણા ખરા દેશોની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ જાતિથી ભરપુર લક્ષ્મીદેવીની ફળીષ્ટ વૃક્ષવેલીરૂપ, વ્યાપારની પૂર્ણ જાહોજલાલીવાળી, શ્રીમંત ગ્રહસ્થોની હવેલીઓના ચકચકાટ મારતા શિખરોથી દેદિપ્યમાન દેખાતી, બ્રિટીશ રાજ્યની શિરોમણીરૂપ, અતિ રમણિય વિશાળ નગરી **'મુંબાપુરી'** છે.

દુનિયાની પીઠપર **મું**બાપુરીની ઉદાર ભૂમિ જેવી અન્ય ભૂમિ જવલેજ હશે. આ ભૂમિમાં જેટલું કુકર્મ થાય છે, તેટલુંજ સુકર્મ થવાથી, શ્રી **'લક્ષ્મિનારાયણ'** સાથે વાસ કરી રહ્યા છે. આપણી વાર્તાનું ભાવિક ભક્ત કુટુંબ **મું**બાપુરીની શોભા નીરખતું નીરખતું શ્રી **લક્ષ્મી**-નારાયણના મંદિરમાં આવી પહોંચ્યું.

સુરસ્તેથી લક્ષ્મિ પ્રાપ્ત થવાથી શ્રીમાન શેઠશ્રી **માધવદાસે**, **મું**બાપુરીની વસ્તીને ભક્તિનો માર્ગ દર્શાવવાને વિશાળ ધર્માલય બંધાવી તેમાં શ્રી **લક્ષ્મિ**નારાયણને પધરાવી, મળેલી **લક્ષ્મિ**નો સન્માર્ગે ઉપયોગ કર

આ નાશવંત જગતમાં પોતાનું સુવર્ણ નામ અમરાંકિત કરી ગયા છે. જેનાથી નગરીના હજારો હિંદુજનો સાંજ સવાર શ્રી લક્ષ્મીનારાયણની ઝાંખીનો અલભ્ય લાભ લે છે.

કેશ્વાનંદ મહારાજ કુટુંબસહ શ્રી લક્ષ્મિનારાયણનાં દર્શન કરી, તેજ ધર્માલયમાં નિવાસ કર્યો. રાત્રિનો સમય વિશેષ થઇ જવાથી ઉદરપોષણને માટે કંઈ પણ પુરૂષાર્થ ન કરતાં સંતોષ ધારણ કરી, પ્રભુ સ્તવન કરતા રાત્રી વીતાવી, પ્રભાત થતાં શય્યામાંથી જાગ્રત થઇ સર્વે ભક્તો પ્રભાતી ગાવા લાગ્યા.

**કેશ્વાનંદ-શિવાનંદ:**— ( રાગ—પ્રભાતિ. )

થઇ પ્રભાત સ્મરી લે મન, શ્રી હરીરે દેવા.—થઇ.
સુતો શું તું સોડ તાણી, કાળની કળા ઘેરાણી;
વ્યર્થ જાય જીંદગાની, હાલ થાય કેવા. થઈ.
માત તાત સૂત ભાઈ, વિત્ત સ્વાર્થિ મીત્ર થાય;
અંતને સમેજ જાય, શ્રી હરીની સેવા. થઇ.
જાગી જોને ઉગ્યો ભાણુ, ગાને શ્રી હરીનું ગાન;
**કેશવ** કૃપા નિધાન, લક્ષ્મીકાન્ત દેવા. થઇ.

'જય શ્રી સચ્ચિદાનંદ ગુરૂ જય.'

**ભક્તબાલિકા:**— ( રાગ—ધન્યાશ્રી ભૈરવી. )

ભવસિંધૂ ભક્તિ વિના ન તરાયે; ભવસિંધૂ૦
નરસિંહ મ્હેતો ભક્ત સુદામા, કૃષ્ણ જપેજ તરાય. ભવ૦
પ્રહલાદની પ્રભૂ વ્હારે ચડીને, હિરણ્યકશ્યપ હણાય. ભવ૦
અવિચળ પદ તો ધ્રૂવને દીધું, ગજેંદ્ર મોક્ષ પમાય. ભવ૦
અંબરિષને અનસૂયા સુધન્વા, વાલવ વાલ્મિક થાય. ભવ૦

દાસી ઉગારી અહલ્યા તારી, ભક્ત બોડાણો ગવાય. ભવ૦
**કેશવનાથ** ત્રીભૂવન ત્રાતા, ભાવ થકી જો ભજાય. ભવ૦
'જય શ્રી કેશવનાથ પ્રભુ જય.'

**જ્ઞાનેંદ્ર-ત્યજેંદ્રઃ**—(નયણે નિદ્રા નાવે જરી—એ ઢબ.)
ભજીલે મનડા પ્રીતી થકી,
જગજીવન કમળાપતિ કૃષ્ણરે;—ભજીલે૦
ચોરાસી લક્ષ યોનિમાં, ભટકયો અવની અવનીમાં;
ભોગવીયાં નરકે ગર્ભવાસરે. ભજીલે૦
બાલ્યાવસ્થાને ભાળી, રમ્મત ગમ્મતમાં ગાળી;
યૌવનમાં સ્ત્રીનો થયો દાસરે. ભજીલે૦
વૃદ્ધાવસ્થાને જાણી, તૃષ્ણા નદીએ તાણી;
લખ ચોરાશી માંહી થયો વાસરે. ભજીલે૦
છેવટ મનુષ્યા દેહ મળીયો, જગમાયા માંહી ગળીયો;
જીંદગાની કીધી બધી નાશરે. ભજીલે૦
સ્વાર્થી માયાને ત્યજી દે, ભાવે **કેશવ** તું ભજીલે;
ધર મનડા તું મોક્ષતણી આશરે. ભજીલે૦

'જય પરબ્રહ્મ મહામંગલ સ્વરૂપ જય'—આવી રીતે ભગવત્ સ્મરણ કરી, શૌચાદિક કર્મ કરી આવી, સ્નાન ધ્યાનથી પરવારી, શ્રી લક્ષ્મિનારાયણ દેવની ઝાંખી કરી, નગરીમાં શોભતા સર્વે દેવાલયોમાં દેવદર્શન કરી આવી, ભક્તબાલિકા તથા બન્ને પુત્રોને સ્વસ્થાન પર રાખી, **શિવાનંદને** સાથે લઇ પોષણને માટે ભાવિક ભક્તો પાસે યાચના કરવા કેશ્વાનંદ મહારાજ નગરીમાં નીકળ્યા.

"દુનિયા ઝૂકતી હય મગર ઝૂકાને વાલા ચાહિયે" એ વાક્ય

કળી કાળમાં સત્ય ઠર્યું છે. કેમકે મુંબઈના ઘણાખરા શ્રીમંત મહાશયો કિર્તીદાન કરવામાંજ પોતાનું શ્રેય માને છે. જેથી બંને ભક્તો સાયંકાળ સુધી નગરીમાં ફર્યા, પરંતુ પોતાના કુટુંબને જોઇએ તેટલી એક ટંકની સામગ્રી કોઇએ અપાવી નહિ; છેવટ નિરાશ થઇ સ્વસ્થાન પ્રત્યે આવતા રસ્તામાં તેઓને એક શ્રીમંત શેઠની મુલાકાત થઈ.

**શેઠ:**—મહારાજ આપને ક્યાં રહેવું ?

**કેશ્વાનંદ:**—જગ્આરણ્યમાં.

**શેઠ:**—શા માટે વિચરો છો ?

**કેશ્વાનંદ:**—વિચિત્ર સૃષ્ટિનું અવલોકન કરવા.

**શેઠ:**—( મનમાં ) આ મહારાજની મુખાકૃતિ પરથી અને તત્વજ્ઞાની વાક્યો પરથી મહા વિધમાન જણાય છે. જેથી હું મારા વડિલોના માન્ય ધર્મથી વિરૂદ્ધ જે આર્ય ધર્મમાં ભળ્યો છું, તે ધર્મ સત્ય છે કે અસત્ય, તેની ખરી માહીતી આ મહારાજ પાસેથી મને અવસ્ય મળી શકશે. માટે તેઓશ્રીને મારા ગૃહ પત્યે લઇ જઈ મનની સર્વે શંકાઓનું સમાધાન કરવું (પ્રકાશ) મહારાજ શ્રી ! આપ મારા ગૃહ પ્રત્યે પધારશો ? મારે ધર્મ સંબંધી આપને થોડા પ્રશ્નો પૂછવા છે.

**કેશ્વાનંદ:**—શેઠશ્રી ! હું કુટુંબસહ માધવબાગમાં ઉતરેલો છું. આજના પોષણ માટે આ વિશાળ નગરીમાં આખો દિવસ ફર્યો, પરંતુ કંઈ પણ નહિ મળવાથી હવે હું મારા નિવાસ પ્રત્યેજ જઇશ.

**શેઠ:**—મહારાજશ્રી હાલ આપ મારા ગ્રહ પ્રત્યે પધારો, પછી આપના જેટલા માણસ હશે, તેટલા માણસની, જેટલા દિવસ અત્રે રહેવું હશે તેટલા દિવસની સામગ્રી હું મારે ત્યાંથી આપને અપાવીશ.

**કેશ્વાનંદ:**—ભલે જેવી આપની ઇચ્છા.

આમ વાતચીત કરી કેશ્વાનંદ અને શિવાનંદ, શેઠની સાથે ગાડીમાં બેઠા. રસ્તા પરના એક મકાનમાંથી શેઠે પોતાના ધર્મના મહંત **ભમતારામને** સાથે લઇ મકાન પર આવી પહોંચ્યા.

# પ્રકરણ ૫ મું.

## 'સાકાર દેવનું પ્રતિપાદન.'

દોહરો:—આજકાલ અલ્પજ્ઞ જન, નિરાકાર ભજતાય;
પણ સાકાર ભજ્યાવિના, ભવમાં ગોથાં ખાય.



રિયા કિનારે આ શેઠનો બંગલો આવેલો હતો. સમુદ્રના પવનની મીઠી લ્હેરથી આ શેઠની જીવ્હા મીઠી હતી, પરંતુ જળની ખારાશથી શેઠનું હૃદય ખારૂં થઇ ગયું હતું. કેમકે પોતે ટુંક વખતથીજ આર્ય સમાજના અનુયાયી થયા હતા. જેથી ખારૂં જળ જેમ સર્વને અપ્રીય લાગે છે, તેમ આ શેઠ પણ સ્વકુટુંબને અપ્રીય થયેલા હતા. છતાં પણ અધર્મી કુસંગીઓના કુસંગથી મનોવૃત્તિને માન્ય ધર્મ પર મજબુત બનાવતા હતા.

અત્યારે પોતાના દિવાનખાનામાં ત્રણે મીજબાનોની સાથે પોતે વાર્તાલાપ કરવા લાગ્યા. દિવાનખાનાના મધ્યભાગમાં ટેબલલેમ્પ ઝીણો ઝીણો પ્રકાશ આપતું હતું. એક ભાગની દિવાલપર સ્વામીશ્રી દયાનંદજી મહારાજની નકસીદાર ફરમવાળી છબી ટાંગેલી હતી તે સિવાય અન્ય કંઇ પણ ફરનીચર જોવામાં આવતું નહોતું.

**કેશવાનંદ:**—શેઠશ્રી ! આ કયા મહાત્માની મૂર્તિનું સ્થાપન કર્યું છે ?

**શેઠ:**—એ તો અમારા સદ્ગુરૂની મૂર્તિ છે, કે જેમણે મનુષ્ય માત્રને સહેલાઇથી મોક્ષપદ પહોંચવાનો સરલ રસ્તો બતાવવાને 'આર્ય સમાજ'ની સ્થાપના કરી છે. અને હાલમાં તે સમાજનું કાર્યક્રમ આ ભમતારામજી ચલાવે છે.

**શિવાનંદ:**—ભમતારામજી ! મારા બોલવાપરથી આપ માઠું

ન લગાડશો. વારૂ ! આપના પોષાક પરથી મને શંકા ઉત્પન્ન થાય છે, કે માળા, ત્રીપુંડ, ચંદ્ર વિના આવ્યા છો એમના એમ, તે કયા ધર્મનો પાળો છો નેમ ?

**ભમતારામ:**—(ભભકીને)—(હરીગીત–ચોખડા)

માળા ત્રિપુંડો ચંદ્રને, ઢોંગો અમો કરતા નથી;
પત્થર તમારા દેવને, પુજા અમો કરતા નથી.

**કેશ્વાનંદ:**—ત્યારે આપનો ધર્મ ?

**ભમતારામ:**—

આ બ્રહ્મમય સૃષ્ટિ વિષે, શુભ તેજ રૂપી બ્રહ્મ છે;
હું ને તમો સહુ બ્રહ્મરૂપે, તે હમારો ધર્મ છે.

**કેશ્વાનંદ:**—વારૂ ! ત્યારે આ સજીવન દેહથી કર્મ કરો છો કે નહિ ?

**ભમતારામ:**—નહિરેજી ! એતો ઇન્દ્રિયો ઇન્દ્રિયોનું કાર્ય કરે છે. તેમાં આત્માને કોઇ પણ જાતનું બંધન હોતુંજ નથી.

**શિવાનંદ:**—અરે વાહરે મહારાજ ! ત્યારે તો આત્માને અલગ રાખી જડ શરીરથી પણ કર્મ કરાવો ખરા કેમ ?

**ભમતારામ:**—જડ શરીર થવાથી ઇન્દ્રિયો જડરૂપ બને છે. જેથી કર્મ પણ જડરૂપ થઇ જાય છે.

**કેશ્વાનંદ:**—વારૂ ! ભમતારામ ! તમો એટલું તો કબુલ કરો છો કે " જડ શરીરમાં આત્માના વસવાથીજ ઇન્દ્રિયોનું હલન ચલન થાય છે. "

**ભમતારામ:**—હાજી ! તે તો હું કબુલ કરૂં છું.

**કેશ્વાનંદ:**—ત્યારે સાંભળો ! સુપાત્ર અને કુપાત્ર નામના બંને મિત્રો દારૂના પીઠામાં ગયા. તેમાં કુપાત્ર મદ્યપાન કરે છે, અને સુપાત્ર મદ્યપાન કરતો નથી. પરંતુ સુપાત્રને સાંસર્ગિક દોષ લાગે કે નહિ ?

**શેઠ:**—અલ્બત તે પણ દોષિત ગણાય.

**શિવાનંદ:**—શેઠશ્રી ! આપનું 'અલ્બત' તો ઠીક, પણ આ મહાત્માજીને કહેવા દ્યોને કેમ **ભ**મતારામજી ! દોષ લાગે કે નહિ ?

**ભમતારામ:**—જીહા ! દોષિત તો ગણાય.

**કેશ્વાનંદ:**—તો મહારાજ ! તેવી રીતે દેહાત્માનું પણ તેમ સમજવું. ઇન્દ્રિયોના કર્મથી આત્માને સાંસર્ગિક દોષ લાગે છે. અને જ્યાં સુધી તે દોષમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી આ સૃષ્ટિના ક્રમમાં અથડાવુંજ પડે છે.

**શિવાનંદ:**—સમજ્યા કે **ભ**મતારાજી ! માટે કર્મ કરતા છતાં 'અહંબ્રહ્મ' થવાનાં વૃથા વાક્યો હવે કદી વદશો નહિ.

**ભમતારામ:**—અં...મહારાજ ! આપનું નામ શું ?

**શિવાનંદ:**—મારૂં નામ **શિ**વાનંદ અને આ મારા વડીલશ્રીનું નામ કેશ્વાનંદજી છે.

**ભમતારામ:**—કેશ્વાનંદજી મહારાજ ! હવે તે વાત તો બાજુપર રહી. પરંતુ હું આપને એમ પુછું છું કેઃ-તમારા ધર્મમાં જે જડ મૂર્તિની માન્યતા કરાય છે; તે દરેક જડમૂર્તિમાં શું જુદા જુદા દેવો વસ્તા હશે ?

**કેશ્વાનંદ:**—તમો એટલું તો માન્ય કરો છો કે:-'ધર્મ અને પરમાત્મા એક અને સર્વ વ્યાપક છે.'

**ભમતારામ:**—જી હા !

**કેશ્વાનંદ:**—તો તે વાત સત્ય છે,-આજ કાલ જે જે ધર્મોમાં, જે જે દેવો મનાય છે, તે તે દેવોના અલ્પજ્ઞ ઉપાસકોની માન્યતા પ્રમાણે જો તે તે દેવો જુદા જુદા હોત તો તે દેવોએ **આપસઆપસ**માં કદી વીખવાદ કર્યો હોત, કિંવા પોતાના ઉપાસકોને પવન પાણી આદિની મળતી કુદરતી બક્ષિસોમાં ફેરફાર કર્યો હોત, કિંવા અવય-

વોમાં પણ વધારો ઘટાડો કે ભિન્નતા દર્શાવી હોત, કિંવા મરવા જન્મ-વાના રસ્તા પણ જુદા કરી આપ્યા હોત. દ્રષ્ટાંત તરીકેઃ—અમુક ધર્મ-વાળાઓને પવન પાણી આદિની કુદરતી બક્ષિસો આટલીજ મળવી જોઇએ, અમુક ધર્મવાળાઓને શરીરનાં અવયવો બીજા ધર્મવાળાઓ કરતાં વિશેષ કિંવા ઓછાંજ હોવાં જોઈએ, અને અમુક ધર્મવાળાઓ આજ રસ્તેથી જન્મે અને આજ રસ્તેથી મૃત્યુ પામે; પરંતુ એ તો કંઇ છેજ નહિ. પવન પાણી આદિની કુદરતી બક્ષિસો સર્વેને સરખીજ મળે છે. શરીરનાં અવયવો પણ ઓછાં વત્તાં નથી. તેમ મરવા જન્મવાના રસ્તા પણ જુદા નથી. જેથી એ તો સત્યજ જણાય છે કે, ધર્મ એકજ છે અને પરમાત્મા પણ એક અને સર્વવ્યાપક છે.

**શેઠઃ**—આ હા હા હા ! ધન્ય છે મહારાજ ! આપની બુદ્ધિને, બસ હવે મારી સર્વે શંકાઓનું સમાધાન થઇ ગયું. અહા ! નિરાકાર બ્રહ્મ સાચા, અને આ સર્વ તેજોમય બ્રહ્મરૂપની માન્યતાનો જે અમારો ધર્મ તે પણ સાચો.

**શિવાનંદઃ**—શેઠશ્રી ! (હરીગીત–ચોખડા)

કહેવું તમારૂં સત્ય છે, જો બ્રહ્મરૂપે આપ હો;
પૂર્વે તમારૂં શું થયું, પાછળ થશે શું તે કહો.

**શેઠઃ**—મહારાજ ! એ તે કંઇ જાણી શકાય છે; પરંતુ અમે તો સર્વેને બ્રહ્મરૂપજ માનીએ છીએ. કોઇથી જુદાઇ ગણતા નથી.

**શિવાનંદઃ**—

જુદાઇ કોથી ન રાખતાં, જો બ્રહ્મ માનો સર્વને;
(તો) માતા અને બ્હેનો તમારી, તેહને પરણો તમે.

કેમકે તે પણ બ્રહ્મરૂપ છે.

**કેશવાનંદઃ**—શેઠજી ! નિરાકાર બ્રહ્મ સાચા, પરંતુ એમ તે

બ્રહ્મની સત્ય માન્યતા થવી, કિંવા બ્રહ્મરૂપ બનવું ઘણુંજ કઠીન છે. જો વ્યહવારિક કાર્યો કરતા છતાં બ્રહ્મરૂપ થવાતું હોત તો 'સૃષ્ટિ' એ નામ બીલકુલ રહેતજ નહિ. માટે તે તમારી માન્યતા કેવળ મૂર્ખતા ભરેલી છે. બ્રહ્મપદ એટલે કે મોક્ષપદ મેળવવાને ઘણી ઘણી જીંદગીઓની, ઘણી ઘણી નિશાળોની, ઘણા ઘણા સદ્‌ગુરૂઓના સદુપદેશોની, ઘણા ઘણા શાસ્ત્રોની જરૂર પડે છે. અને પછી સાકાર દેવરૂપી પરિક્ષકની પાસે પાસ થઇને નિરાકાર દેવ પાસે જવાય છે. કહો કે મોક્ષ પમાય છે.

**ભમતારામ:**—પણ સાકાર મૂર્તિ તો જડરૂપ છે, તેથી જડ પદાર્થ મનુષ્યનું શું કલ્યાણ કરી શકે ? કેમકે અમારા સ્વામીશ્રી દયાનંદજી મહારાજ પોતાના 'સત્યાર્થ પ્રકાશ' નામના ગ્રંથમાં ત્રણસો અગીઆરના પાનામાં લખી ગયા છે કેઃ—" મૂર્તિપૂજા અધર્મરૂપ છે, મનુષ્યનું જ્ઞાન જડપૂજાથી વધતું નથી પરંતુ જે કંઈ જ્ઞાન હોય છે તે પણ નષ્ટ થઇ જાય છે. જેથી જ્ઞાની મનુષ્યોની સેવા સંગતથી જ્ઞાન વધે છે, પણ પાષાણથી નહિ. શું પાષાણ પૂજવાથી પરમાત્માને ધ્યાનમાં લાવી શકાય છે ? નહિજ; મૂર્તિપૂજા (એ મોક્ષધામ પહોંચવાની) નીસરણી નહિ પણ એક મોટી ખાઇ છે. જેમાં પડયાથી ચૂરેચૂરા થવાય છે. પણ પુનઃ એ ખાઇમાંથી નીકળાતું નથી. " ઇત્યાદિ ઘણું લખેલ છે.

**શિવાનંદ:**—**ભ**મતારામજી ! તમારા સ્વામીજીએ તેજ ગ્રંથના બસોને બ્યાસીમા પાનામાં એ પણ લખ્યું છે ને ? કેઃ—" જે મનુષ્ય અસત્યપણું ચલાવવાને ઇચ્છા કરતો હશે તે સત્યની નિન્દા અવશ્ય કરતો હશે. " તો પ્રથમ આપ મને કહેશો કે, દયાનંદજી મહારાજ આદિ અનાદિમાં ઉત્પન્ન થયેલા કે ચાલુ સમયમાં ?

**ભમતારામ:**—ચાલુ સમયમાં.

**શિવાનંદ:**—ત્યારે મૂર્તિપૂજાની માન્યતા આદિ અનાદિથી ચાલી આવે છે કે, ચાલુ સમયથી ?

**ભમતારામ:**—આદિ અનાદિથી.

**શિવાનંદ:**—ત્યારે આદિ અનાદિથી દયાનંદજીના જન્મ સમય સુધી કોઇપણ એવો જ્ઞાની પુરૂષ ઉત્પન્ન નહિ થયો હોય ?

**ભમતારામ:**—નહિ કેમ કહેવાય, ઘણા થઇ ગયા હશે.

**શિવાનંદ:**—તો તેઓના મગજમાં જો દયાનંદજીનાં વાક્યો સત્ય દેખાયાં હોત તો 'સત્યાર્થ પ્રકાશ' જેવા ગ્રંથ કેમ ન લખી ગયા ? માટે દયાનંદજીના જે બસોને બ્યાસીના પાનામાં વાક્યો લખાયાં છે, તે વાક્યો પોતાપરજ લાગુ પડે છે. કેમકે પોતાને અસત્યપણું ચલાવવું જેથી સત્યની નીંદા કરી. વારૂ ! આપના સ્વામીજી પ્રમથ કયા ધર્મની માન્યતા કરતા ?

**ભમતારામ:**—શૈવ ધર્મની.

**શિવાનંદ:**—ત્યારે તો ખાધું તેનુંજ ખોદ્યું. કેમકે સગુણ બ્રહ્મની કૃપાથી નિર્ગુણ બ્રહ્મને જાણવા શક્તિમાન થયા હતા. પણ ઇર્ષ્યા કુસંગ અને અભિમાનથીજ પાછા પડ્યા છે.

**ભમતારામ:**—નહિ ! નહિ ! નહિ ! શિવાનંદજી મહારાજ તેમ નહિ ! એ તો અમારા સ્વામીજી સાકાર મૂર્તિને કસોટી લેવા પૂજતા હતા.

**શિવાનંદ:**—તો કસોટી લેતાં શું કાળું ધોળું દેખાયું ?

**ભમતારામ:**—એક વખત શિવાલયમાં સ્વામીશ્રી જપ કરતા હતા. તેવામાં શિવલીંગ ઉપર ચડાવેલા ચોખા ઉંદરડી લઇને નાઠી, ત્યાં બીલાડીએ તેને પકડી મારી ખાધી. આવો ભયંકર બનાવ જોઇને સ્વામીજીનાં જ્ઞાનચક્ષુ ખુલ્યાં અને મન સાથે વિચાર્યું કે, " અરે આવા પવિત્ર સ્થળમાં આ અપવિત્ર બનાવ ? શું પત્થરની મૂર્તિ તે પત્થરજ !

હા બસ પત્થરજ, તેમાં લેશ માત્ર ચમત્કાર નહિ." આવા સત્ય વિચારથીજ સાકારની માન્યતા અસત્ય ગણી છે અને તેટલા માટેજ પોતાના ગ્રંથમાં જે વાક્યો લખ્યાં છે, તે વ્યાજબીજ છે.

**શિવાનંદઃ**—અરે, વાહરે! **ભ**મતારામજી! આ ભાષણમાં તો તમે હદ કરી નાંખી હો ?!

**કેશ્વાનંદઃ**—**ભ**મતારામજી! તમારી આ સર્વ વાતનું સમાધાન કરૂં છું તે સાંભળોઃ—

"આગળના વખતમાં સદ્કૃત્યોથી, સદ્મનોવૃત્તિઓથી, સંપૂર્ણ જ્ઞાનથી, ધર્મની ઐક્યતા સારી સચવાતી હતી. પરંતુ કાળ વ્યતિત થતાં દુષ્ટ કળીયુગના રાજ્યમાં ભિન્ન ભિન્ન મનોવૃત્તિઓથી, અર્ધદગ્ધ અલ્પજ્ઞાનથી, કનીષ્ટ કૃત્યોથી ધર્મની ઐક્યતા પૂરેપૂરી નહિ સચવાઇ શકે એમ સમજીને મહાત્મા લોકોએ વર્ણાશ્રમ બાંધી વર્ણને લગતાં ધર્મ શાસ્ત્રો રચી સાકાર દેવનાં પ્રદર્શન કર્યાં છે, હવે સાકાર દેવની મૂર્તિ, કાષ્ટની, ધાતુની, માટીની, કે પત્થરની હોય, તે આપણે જોવાનું નથી; પરંતુ જે દેવના નામથી તે મૂર્તિ પૂજાતી હોય તે દેવનુંજ ભજન, કીર્તન, પૂજન કરવાની જરૂર છે."

**શિવાનંદઃ**—જો તમો તેમ ન માનતા હો, તો તમારા સ્વામીજીની આ કાગળપર ચિત્રેલી જડ છબીને શા માટે પૂજો છો, ભજો છો અને સ્તવન કરો છો ?

**કેશ્વાનંદઃ**—વારૂ! **ભ**મતારામજી! હવે તે દેવના ચમત્કાર વિષે તમોને સમજાવું. જ્યારે તમારા સ્વામીજીએ 'ઉંદરડી' અઘટિત બનાવ જોઈ સાકાર દેવમાં ચમત્કાર ન માન્યો, ત્યારે કેવળ એટલી તેની અજ્ઞાનતાજ, કેમકે જે પ્રાણીનાં પૂર્વજન્મનાં જેવાં કર્મ હોય છે, તેવાં ફળ આ જન્મમાં ભોગવવાને વિધાતાએ નિર્માણજ કર્યું હોય છે.

**શિવાનંદઃ**—વડિલશ્રી! 'વિધાતા' એ શું કોઇ દેવ હશે ?

**કેશ્વાનંદ:**—ભાઇ ! વિધાતા એટલે 'મન'.

**શિવાનંદ:**—મન કેવી રીતે ?

**કેશ્વાનંદ:**—ભાઈ! 'જડ' શરીરના રાજ્યમાં 'આત્મા'રૂપી રાજા બિરાજમાન થયો છે. હવે તે રાજા પૂર્ણ બ્રહ્મજ્ઞાની છે, જેથી તેનાથી કંઇ ખટપટી કાર્ય તો થઇ શકે તેમ નથી, અને ખટપટ વિના રાજ્યની વ્યવસ્થા ( કર્મ વિના સૃષ્ટિનો ક્રમ ) પણ ચાલે નહિ. જેથી મનને પ્રધાન બનાવી 'સદ્દકૃત્યોથીજ રાજ્યની વ્યવસ્થા કરવી.' આવી રીતે કબુલ કરાવી રાજ્યનો સર્વ કાર્યભાર તેને સોંપી દીધો છે. હવે તે કુટીલ મન સ્વતંત્ર થવાથી સારાંનરસાં કૃત્યો કરી રાજ્યની વ્યવસ્થા ચલાવે છે. જેથી રાજાને '**कुसंगो संग दोषानां**,' કર્મનો દોષ લાગવાથી ભિન્ન ભિન્ન રાજ્યમાં ભટકવું પડે છે. ભટકતાં ભટકતાં જ્યારે કોઇ રાજ્યમાં સદ્દકૃત્યોજ કરવા વાળો પ્રધાન મળે ત્યારેજ તેને ભટકવાનું બંધ થાય છે, કહો કે મોક્ષ થાય છે. તો કહેવાનો ભાવાર્થ એટલોજ કેઃ–કર્માનુબંધથી આત્માને સ્થૂલ દેહમાં વાસ કરવો પડે છે અને તે સજીવન થયેલા સ્થૂલ દેહને જે કંઇ સુખ દુઃખાદિ ભોગવવું પડે છે, તે ગત્ જન્મના અંત સુધી કરેલા કર્મનુંજ ફળ હોય છે. અને તે સારાં નરસાં કર્મ કરાવી જન્મ લેવરાવી સુખ દુઃખાદિ ભોગવાવનાર મનજ, કેમકે ગત જન્મના કર્મનું ફળ આ જન્મના અંત સુધી જન્મ થતાંજ નિર્મિત્ત થઇ જાય છે. જેથી તે નિર્મિત્ત કરનાર મન કહો, કે વિધાતા કહો, તો **ભ**મતારામજી !

તમારા સ્વામીજીના માનવા પ્રમાણે જો તેવા (ઉંદરડી) કાર્યમાં ચમત્કાર બતાવે તો કરેલ કર્મનું પ્રાણીઓને ભોગવવાનું જે નિર્મિત્ત કરેલું ફળ તે મિથ્યા થાય, અને તે મિથ્યા થવાથી સૃષ્ટિના ક્રમમાં વીઘ્નજ થાય છે.

**ભમતારામ:**—ત્યારે સાકાર મૂર્તિએ કોઇને ચમત્કાર બતલાવેલો ખરો ?

**શિવાનંદઃ**—હોવે, નરસિંહ મ્હેતા, ધ્રુવ, પ્રહ્લાદ આદિ ઘણા બીજ ભક્તોને.

**ભમતારામઃ**—તો, તે વખતે પૂર્વજન્મના કર્મનું ફળ કેમ મિથ્યા થયું ?

**કૈશ્વાનંદઃ**—જે જન્મમાં લેશ પણ કુકર્મ ન થાય, અને સુકર્મોરૂપી સાકાર દેવની શુદ્ધ દિલથી પૂર્ણ શ્રદ્ધાથી જ્યારે પૂર્ણ ભક્તિ થાય છે. ત્યારે સાકાર દેવ તેનાપર પ્રસન્ન થઇ પોતાના નિરાકારપણાનું ભાન કરાવે છે. કહો કે મોક્ષ પમાડે છે. પરંતુ કર્મવાસના રહિત સાકાર દેવ પ્રત્યે પૂર્ણ ભક્તિભાવ થયા વિના '**अहंब्रह्म परब्रह्म**'નું જ્ઞાન કદી થતુંજ નથી. માટે ભાઇઓ આપણે આપણા સનાતન ધર્મમાં પ્રવૃત થઇ, સાકાર દેવની નિઃસ્વાર્થપણે સંપૂર્ણ ભક્તિ કરીશું તોજ નિરાકાર દેવનું પદ મેળવીશું એટલે કે મોક્ષ પદ પામીશું અને જન્મમરણનો ફેરો ટાળીશું.

**ભમતારામઃ**—( હાથ જોડી ) મહારાજશ્રી! આપનાં વાક્યો યથાર્થ છે. આજે આપના જ્ઞાનામૃત વચનોથી અમારૂં કટાઇ ગયેલું હૃદય સતેજ થયું છે. બાહ્ય ચક્ષુઓ છતાં અજ્ઞાનતાના અંધ પટમાં ગુંથાઇ જીંદગીની ખુવારી કરતા આપના જ્ઞાનોપદેશથી આજે અટક્યા છીએ. આપે અમારી જીંદગીનું યથેચ્છ કલ્યાણ દર્શાવ્યું છે. જેથી અમારી અંતરાશિષ છે કે, પરમાત્મા આપનું સદા કલ્યાણ કરો.

**શેઠઃ**—(હાથ જોડી) દયાળુ ગુરૂરાજ ! આ દાસને પણ જીવનનું સાફલ્ય દર્શાવી અત્યંત ઉપકારી થયા છો. કૃપાળુ ! એવા મહાન ઉપકારના બદલામાં આ દાસ આપને કઇ તુચ્છ વસ્તુ આપી શકે ? કંઇજ નહિ. ફક્ત સવિનય સપ્રેમપૂર્વક પ્રણામ.

**કૈશ્વાનંદઃ**—આશિર્વાદ, ભાઇઓ ! '**परोपकाराय सतां विभूतयः**' એટલે કેઃ—સદ્‌જ્ઞાની પુરૂષોની વિભૂતિરૂપ જે વિદ્યા, તે પાર-

કાના ઉપકારને માટેજ છે તો તે શાસ્ત્રોનાં વાક્યો પ્રમાણે મેં મારી ફરજ બજાવી છે.

**શિવાનંદ:**—શેઠજી ! હવે સમય ઘણો વ્યતિત થયો છે. જેથી અમો રજા લઇશું.

**શેઠ:**—(મનમાં) અરે પ્રભુ ! આવા જ્ઞાની મહાત્માઓને અત્યાર સુધી મેં અહીં રોકી રાખ્યા. તેઓ બિચારા આખા દિવસના ઉપવાસી હશે, તેનું કુટુંબ પણ નિરાહારી હશે. વળી અત્યારે જો કાચી સામગ્રી તેઓને આપીશ, તો રસોઇ કરતાં મધ્ય રાત્રી વીતશે. (પ્રકાશ) મહારાજશ્રી ! આપ કૃપાથી અમારે ત્યાં બ્રાહ્મણ રસોયો રસોઇ કરે છે, તો અત્યારે સમય ઘણો વ્યતીત થઇ ગયો છે, માટે આપ અત્રે પ્રસાદ લઇ લેશો ? આપના કુટુંબને પણ અત્રે બોલાવી લઇએ તો કશી હરકત છે ?

**કેશ્વાનંદ:**—શેઠશ્રી ! જો ચોકખાઇથી રસોઇ થતી હશે, તો પ્રસાદ લેવામાં કશી હરકત નથી.

કેશ્વાનંદ મહારાજનો સંતોષકારક જવાબ સાંભળી અત્યંત ખુશી થતા શેઠશ્રી દિવાનખાનામાંથી ઉભા થઇ ભોજનગૃહમાં જઈ, મીષ્ટાન, ફરસાણ, શાક, દાળ, ભાત આદિ રસોઇ, તુરતાતુરત બનાવી નાંખવાની રસોયાને સુચના કરી બ્હાર આવી ગાડી જોડાવી. માધવબાગમાંથી કેશ્વાનંદ મહારાજના કુટુંબને તેડી લાવવા રામાને મોકલ્યો. થોડી વારમાં સર્વે આવી પહોંચ્યા. એટલા સમયમાં રસોઇ પણ તૈયાર થઇ ગઇ હતી, જેથી સ્નાન ધ્યાનથી પરવારી સર્વેએ પ્રસાદ લીધો.

કેશ્વાનંદ મહારાજે વાર્તાલાપ કરતાં રાત્રી ત્યાંજ વીતાવી. પછી બે ત્રણ દિવસ મુંબાપુરીમાં રહી ભમતારામ તથા શેઠને સાથે લઇ મહારાજશ્રી કુટુંબસહ ડંકપુર (કિંવા) ડાકોર પ્રત્યે વિદાય થયા.

વાંચક મહાશય ! આ પ્રકરણમાં અર્ધદગ્ધ 'અહંબ્રહ્માસ્મી' થયેલા ભમતારામ તથા શેઠ અને જ્ઞાની મહાત્મા કેશ્વાનંદ તથા

શિવાનંદ વચ્ચે વાદવિવાદ કરાવી મારી યથામતીનુસાર, 'સાકાર દેવનું સત્ય પ્રતિપાન' કરાવ્યું છે. હજુ પણ તે વિષયને માટે મારા મગજમાં ઘણા ઉદ્દગારો સમાયેલા છે. પરંતુ વિશેષ વિવેચન કર્યાથી, જે વિષયનો આ ગ્રંથ છે તે વિષયથી વિરૂદ્ધ ચાલ્યા જવાય જેથી (તે વિષયની) અત્રેથીજ સમાપ્તી કરૂં છું.

## પ્રકરણ ૬ ઠું.

### ડંકપુર (કિંવા) ડાકોર.

**દોહરોઃ**—તીર્થ ક્ષેત્ર ડાકોરમાં, ભક્ત બોડાણો થાય;
દ્વારાપુરથી શ્રી હરી, આવે રાત્રી માંહ્ય.

**(મનહર-છંદ.)**

યાત્રાનાં બહુ ઠામ, પવિત્ર હિંદુનું ધામ;
ડાકોર નામે છે ગામ, બહુ વખાણાય છે.—યાત્રાનાં.
બોડાણો ભગત થાય, દ્વારિકામાં પોતે જાય;
ભક્તથી હરી લવાય, દેશમાં ગવાય છે.—યાત્રાનાં.
પવિત્ર કર્યું છે ધામ, અમર કર્યું છે નામ;
રણછોડરાય શ્યામ, નામથી તરાય છે.—યાત્રાના.
કહે છે **કેશવલાલ**, પિતા ત્રિભૂવન પાલ;
ભજ્યા નહિ નંદલાલ, ભવમાં ભમાય છેઃ—યાત્રાનાં.



આશ્વિન માસની શુક્લપક્ષની ચતુર્દશીના રાત્રીના દશ વાગ્યાનો સમય થયો હતો. વૃદ્ધ થયેલી વર્ષાઋતુના સામ્રાજ્યમાં શરદઋતુ પોતાનું રાજ્ય જમાવતી હતી. લીલા ઘાસની સાડીથી પૃથ્વી-

દેવી શોભી રહી હતી. જળાશયોમાં તથા નાના ખાબોચીયાંમાં દેડકાંઓ ' ડેંડું ડ્રેંડું ' એવા શબ્દો લલકારતા હતા. કંસારીઓ ઠેક ઠેકાણે ઘોર શબ્દ કરી મુકતી હતી. શરદપૂર્ણિમાને દિવસ ડંકપુરના મહારાજાધિરાજશ્રી રણછોડરાયનો પાટોત્સવ ઉજવાતો હતો; જેથી યાત્રાળુઓનાં યુથનાં યુથ ટ્રેનમાંથી ઉતરી, ગામમાં પ્રવેશ કરી ( બાર માસની દર પૂર્ણિમાએ અત્રે મેળો ભરાય છે, તે વખતે ગામમાં પ્રવેશ કરવાને સરકાર તરફથી જકાત ( મુંડીવેરા )નો એક આનો લેવાય છે. કોઈ ગોરને ત્યાં, કોઈ સગાં પીછાનવાળાઓને ત્યાં, અને કોઇ ધર્મસ્થાનોમાં નિવાસ કરતા હતા.

અહાહા ! ધન્ય છે રેલ્વે કંપનીને કે, યાત્રિકોને કેટલી સારી સગવડ કરી આપી છે. ટ્રેનદેવીને ( જે વૃક્ષમાંથી ડબાઓ બનેલા, તે વૃક્ષોને અને જે જમીનમાંથી લોખંડ ધાતુ નીકળી એન્જીન બનેલું, તે જમીનને ) પણ ધન્યવાદ છે. ડંકપુરના સ્ટેશનપર વસ્તા સ્ટેશન સ્ટાફને પણ ધન્ય છે કે; અહર્નિશ અસંખ્ય યાત્રિકજનોના દર્શનનો લાભ મેળવે છે. ધન્ય છે ડંકપુરની પવીત્ર ભૂમિને કે, મહારાજાધિરાજ શ્રી રણછોડરાયથી આભૂષિત થયેલી છે. ડંકપુરના વસ્તા મનુષ્યો, પશુ પક્ષી આદિ પ્રાણીઓના જન્મને પણ ધન્યવાદ છે. અને મહદ્ ધનભાગ્ય શ્રીરંગના નીજસેવકોનુંજ છે કે સદા પારસમણીને સેવી, પૂર્વના પ્રાયશ્ચિતમાંથી મુક્ત થાય છે. વળી છેવટના મનુષ્ય જન્મમાં પોતાના જીવનનું સંપૂર્ણ સાફલ્ય કરી, ડંકપુરને વૈકુંઠપુર બનાવી, હિંદજનોપર ભક્તિરસનો વરસાદ વરસાવી, આ નાશવંત જગતમાં અમરાંકિત થઇ, શ્રી રણછોડરાયના શરણમાં સદાને માટે વીરામ પામેલા, ભક્તરાજ શ્રી **બોડાણા** તથા **ગંગાબાઇને** તો મારા સપ્રેમપૂર્વક પ્રણામોના પ્રણામજ છે.

**વાંચકવર્ગ !** હવે આપણી વાર્તાના નાયી* કુટુંબ તરફ તપાસ કરીએ. કુટુંબસહ **કેશ્વાનંદ** મહારાજ ટ્રેનમાંથી ઉતરી, યાત્રિકોના પદ-

સ્પર્શથી પવિત્ર થયેલી રસ્તાપરની રજને શિરપર ચડાવતા, પ્રભુના ગુણાનુગાન ગાતા ગાતા વલ્લભનિવાસ પ્રત્યે આવી પ્હોંચ્યા.

" આવા વૈકુંઠપુર સમાન, ડંકપુરમાં આવેલી મુંબાપુરીના સ્વર્ગવાસી શ્રીમાન શેઠ વલ્લભદાસ કાળીદાસજીએ પૂર્વના સદ્દકર્મથી મળેલી લક્ષ્મિનો સાધારણ ઉપયોગ કરી, ' વલ્લભનિવાસ ' નામનું ધર્માલય બંધાવી, અદ્યાપિ પર્યંત સુધી શ્રી રણછોડરાયના શરણમાં પોતાનું સુવર્ણ નામ અમરાંકિત કરી ગયા છે. પરંતુ અમરાંકિત થઈ ગયેલા નામને તથા સ્થાનને, જગતની સુપ્રસિદ્ધિમાં લાવનાર, નિવાસના મેનેજર ઘેલાભાઇ મુળજીજ છે; કેમકે ' દહેરામાં દેવને પધરાવીએ, પણ દેવની મહત્તા વધારવી તે પુજારીનાજ હસ્તમાં છે. ' ઘણા ઘણા શ્રીમંતો ઘણું ઘણું દ્રવ્ય ખર્ચી ઘણી ધર્મશાળાઓ બંધાવે છે. તેમાં કોઈ કોઇ ધર્મસ્થાનોમાં બંધાવનારની પુરતી દેખરેખ નહિ હોવાથી, તે સ્થાનોના મેનેજરો યાત્રિકોને દરેક બાબતમાં હેરાન કરી, નિઃસાસાઓનો વરસાદ વરસાવી, પોતે પાપીષ્ટ બની, બંધાવનારને પણ પ્રાયશ્ચિતના ભોક્તા બનાવે છે. તો તેવી અત્રેના વલ્લભનિવાસમાં યાત્રિકોને કોઇ પણ જાતની હેરાનગતી હતી નહિ. કેમકે જેમ દ્વારીકાથી શ્રી રણછોડરાય અત્રે પધાર્યા તેમ તેના ભક્ત ઘેલાભાઇ પણ દ્વારીકાબેટમાંથી અત્રે આવી અહોનીશ શ્રીરંગની ઝાંખી કરતા યાત્રાએ આવતા ઘણાખરા યાત્રિકોની નિઃસ્વાર્થપણે યથેચ્છ સેવા કરતા જીવનનું સાફલ્ય કરતા કાળ વ્યતિત કરે છે. વળી ( લુવાણાની ) ક્ષુદ્ર જાતીના મનુષ્ય દેહમાં આવો અલભ્ય લાભ લેવો ઘણો કઠીન છે તો તે ઘેલાભાઇ લે છે. ધન્ય છે તેમના માતાપિતા, કુટુંબ પરિવારને કે, તેમના કુળમાં આવું ઇશ ભક્તિવાળું રત્ન પ્રકાસ્યું છે.

હિંદના શ્રીમંત મહાશયો ! આપની ઉપર જો સદ્દકૃત્યથી લક્ષ્મિદેવી પ્રસન્ન થયાં હોય, તો આવા મહાન પવિત્ર તીર્થસ્થળોમાં વલ્લભ-

નિવાસ જેવાં ધર્માલયો બધાવી, ઘેલાભાઇ જેવા નિઃસ્વાર્થી, નિરાભીમાની, સંતોષી મેનેજરો નીમી આપનું નામ આ નાશવંત જગતમાં અમરાંકિત કરશો; એવી મારી નમ્ર વિનંતી છે. ”

વલ્લભનિવાસના મેનેજરને વિનંતિ કરી એક ઓરડી લઇ, તેમાં કેશ્વાનંદ મહારાજે કુટુંબસહ વાસ કર્યો. બે ઘડી વિશ્રામ કરી, શયન શય્યા કરી. પ્રભુસ્તવન શરૂ કર્યું.

**કેશ્વાનંદ:**—( સંસાર સમજલે શાણા મુસાફર ખાનું રે;—એ ઢબ. )

પ્રીતે તું ભજલે પ્રાણી, કમળાપતીજીરે;
નીશદીન જપીલે પ્રાણી, કમળાપતીજીરે.—પ્રીતે.
જગતમાં જન્મ લઇ, પૂજ્યા નહિ જો પ્રાણી;—કમળા૦
વ્યર્થ ગુમાવી દેશો, સુખી જીંદગાની પ્રાણી.—કમળા૦
દુઃખો હરનાર એતો, સુખી કરનાર પ્રાણી;—કમળા૦
ભજ્યા નહિ બ્હાલાને તો, નહિરે ઉગારે પ્રાણી.—કમળા૦
અધમ ઉદ્ધારણ, છોડે પ્રભૂરે પ્રાણી;—કમળા૦
**કેશવ** તું હ્રદયે રાખે, સુખી તો થવાને પ્રાણી.—કમળા૦

**શિવાનંદ:**—

( મને ઘડી નથી વીસરતા રામ હરીવર સંકટ હરતા;—એ ઢબ. )

જગ જાણો જૂઠી માયા રામ, અંધ બનો ના પ્રાણી;
ફૂટ જાશે ફૂટી કાયા રામ, અંધ બનો ના પ્રાણી.—જગ૦
પૂર્વનાં કૃત્ય સારાં, મનુષ્યાનો દેહ મળીયો; (૨)
કરી સ્વાર્થીક કાર્યો નઠારાંરે, માયા માંહી ગળીયો.—જગ૦
કામેથી તું મરાયો, તૃષ્ણાથી ના ધરાયો; (૨)
મદ ક્રોધ લોભે ઘેરાયોરે, અંત સમે પસ્તાયો.—જગ૦

દુર્લભ તારી કાયા, ભક્તની લેને છાંયા; (૨)
ભજીલેને રણછોડરાયારે, જન્મ સફળ થઇ જાયે.—જગ૦
ભવજાળ સાચી જાણી, છેવટ છે ધૂળ ધાણી; (૨)
ભજ **કેશવ** સારંગ પ્રાણી રામ, અંધ બનો ના પ્રાણી.—જગ૦

**ભક્તબાલિકા:—**

(ભજન બનત નાહિ મનતો સેલાનીરે (કિંવા) તુલસી મગન;—એ ઢબ.)

જગ જાળ છોડો ભાઇ, ડાકોર જઈએરે.
ડાકોર જઇએ ભાઇ, ગોમતી ન્હાઇએરે.—જગજાળ૦
દેહનો ભરૂસો ખોટો, પાણી તણો છે પોટો;
કરી દેશે કાળ ગોટો, હરી નામ ગઇએરે.—જગજાળ૦
સુત પીતુ ભ્રાતા માનું, સગપણ સાચું જાણ્યું;
અંત સમે એમાંનું, નથી કાંઇ ભાઇરે.—જગજાળ૦
**કેશવ** ભક્તિ થાયે, શિવ કેરા ગૂણ ગાઇએ;
ભવનાં એ પાપ ટાળે, રણછોડ રાઇરે.—જગજાળ૦

**જ્ઞાનેંદ્ર:—ત્યજેંદ્ર:—**

(અરે જોજે મનાતી ભોળી મેના, ભોળવશે તુજને;—એ ઢબ.)

અરે જોજે ભમાતો ભોળા મનડા ભોળવશે તુજને—
માયાની જાળ આ ખોટી. (૨)
રેજે છાનો રે થાતું ન દીવાનો, ભોળવશે તુજને.
તુજ દેહના શુભ ક્ષેત્રમાં, મન મસ્ત થા અભિમાનમાં;
સદ્જ્ઞાનનાં હથિયાર સજ્જ તું, જા મહાસંગ્રામમાં;
ષટ શત્રુ મારી ભક્તિ કર, પૂરશે પ્રભુ તુજ કોડને.
ભવ ઋણથી મુક્તિ કરે, શ્રી જગ્તના રણછોડ જે;

ભજ કેશવ પ્રભુ તું ભોળા મનડા,
ભોળવશે તુજને માયાની જાળ આ ખોટી. અરે જોજે.

'શ્રી રણછોડરાયકી જય' બોલાવી ભજનની સમાપ્તિ કરી. આ વખતે નિવાસમાં ઉતરેલા સર્વ યાત્રિકો મહારાજની પાસે પ્રેમાળ ભજનો સાંભળવા બેઠા હતા. તેમાંથી

**તૃષ્ણાદાસ**—મહારાજશ્રી ! હું ધારૂં છું કે પરમાત્માની નિશ્ચિંતપણે ભક્તિ તો વૃદ્ધાવસ્થામાંજ થાય છે. કેમકે તે અવસ્થામાં ગૃહવ્યવહારથી નિવૃત થવાય છે.

**કેશ્વાનંદ:**—તે માન્યતા તદ્દન અસત્યજ છે. જુઓ સાંભળો ! શ્રીમચ્છંકરાચાર્યજી કહે છે કે:—

**अंगं गलितं पलितं मुंडं, दशनाविहीनं जातं तुंडम् ।**
**वृद्धो याति गृहित्वा दंडं, तदपि न मुंचत्याशापिंडम् ॥**

**ભાવાર્થ:**— હરિગિત.

શિથીલ થાયે અંગને, વળી શ્વેત કેશો થાય છે;
મુખમાંહિથી સુખસાજના, સહુ દાંત તો પડી જાય છે.
કર શોભતી તો લાકડી, ધારણ કરી કમ્પીત થઈ;
તદપીય આશા પિંડની, તૃષ્ણાજ દેવી નવ ગઈ.

માટે જેમ વૃદ્ધપણું આવતું જાય છે, તેમ તેમ આશા તૃષ્ણા યુવાન થતી જાય છે. અત્યારે તમારી ઉમ્મર આશરે સાઠેક વર્ષની હશે. વારૂ કહો જોઇએ તમોએ કયે વખતે, કેટલી પ્રભુની ભક્તિ કરી ?

**તૃષ્ણાદાસ:**—મહારાજ ! હું તો જરા વ્યવસાયીક માણુસ છું. આ તો ડાકોરનાથની માનતા માની હતી, જેથી આટલી ઉમ્મરે પહેલીજ વાર ડાકોર આવું છું. પરંતુ હવે ગૃહવ્યહવારમાંથી મુક્ત થઇશ એટલે યથાશક્તિ પ્રભુની ભક્તિ કરીશ.

**શિવાનંદઃ**—અરે ગૃહ વ્યહવારમાંથી મુક્ત થઇને તો ચોરાસી લક્ષ નીચ યોનીમાં ભટકાતા ફરશો, ત્યાં યથાશક્તિ પ્રભુની ભક્તિ ક્યાં કરશો એ તો આ મનુષ્ય દેહની યુવનાવસ્થામાંજ જો પૂર્ણશ્રદ્ધાથી શુદ્ધ દિલ્લથી પ્રભુ ભક્તિ થાય, તોજ બિરાજેલા આત્માનું યથેચ્છ કલ્યાણ થાય. સમજ્યાજી !

**દેવશર્માઃ**—મહારાજ ! યુવનાવસ્થામાં તે ગૃહવ્યહવાર સાચવવો કે, પરમાત્માની ભક્તિ કરવી ?

**કેશવાનંદઃ**—અરે ભાઇ ! તું યુવાન છે, જેથી તારૂં ડહાપણ ગાયા કરે છે. પણ સાંભળ !

**भूमौ च वित्तं पशवश्च गोष्टे, भार्या गृहद्वारि जन स्मशाने।**
**देहश्चितायां परलोक मार्गे, कर्मानुगो गच्छतिजीवएक: ॥**

**ભાવાર્થઃ**—તું જેને 'મારી જમીન, મારી લક્ષ્મિ' કહે તે તો બધું અહીં પાથર્યું રહ્યું. તું જે ( ગાય, ભેંસ, બળદ ) ઢોરની સ્મૃદ્ધિમાં લોભાતો તે અહીં ખીલે બાંધ્યાં રહ્યાં, તું જેને 'મારી સ્ત્રી મારી સ્ત્રી' કહેતો તે ગૃહના દ્વાર સુધી તારા નામનાં છાજીયાં ને મોં વાળીને અહીંજ રહી. તું જેને 'મારા કાકા, મારા મામા, મારા પીતા, મારી માતા' આદિ સ્વાર્થી સગાંઓને હિતસ્વી કહેતો, તે તારા હાડકાંનો ટુકડો પણ ન રહે તેટલા માટે હથીયાર લઈ સ્મશાન સુધી આવ્યાં. અને 'તડકામાં ચાલીશ તો માથું દુઃખશે, જમીનપર સુઇશ તો શરીર અકડાઇ જશે, દહીં ખાઇશ તો જ્વર આવશે, ઠંડીમાં ગરમ કપડાં ન પહેરીએ તો ટાઢ લાગે, ગરમીમાં ઝીણાં બારીક વસ્ત્રો ન પહેરીયે તો ગરમી લાગે, પગે ચાલીને દેવદર્શન કરવા જઇએ તો પગ દુઃખવા આવે' આવી રીતે તું જે ક્ષણભંગુર દેહનું જતન કરતો તે ચીતા સુધીજ આવી રહ્યો. છેવટ આ નાશવંત સ્વાર્થી સંસારમાં જેટલાં સદ્કર્મ કીંવા દુષ્કર્મ કર્યાં તેનાં ફળ લઇને જીવાત્મા

એકલોજ પરલોકમાં ગયો. માટે ભાઇ માયા એ નામજ મીથ્યા છે. મા=મિથ્યા. યા=જે છે તે. તો જે અહીં છે તે બધું મીથ્યાજ છે. ફક્ત શ્રી હરીના નામ સ્મરણ સીવાય અન્ય સર્વ મીથ્યાજ છે. વળી જગદ્દગુરૂ કહે છે કે;—

**यावद्वितो पार्जन सक्त, स्तावन्निज परिवारो रक्तः ।**
**पश्चाद्धावति जर्जरदेहे, वार्ता पृच्छति कोपिन गेहे ॥**

**( ભાવાર્થ-હરીગીત. )**

તું જ્યાં સુધી ઘરને વિષે, જરને હશે જો લાવતો,
સર્વે સગાં કૂટુંબીમાં, મનથી હશે તું ભાવતો.
પણ દેહ આ શિથીલ થઈ, વૃદ્ધાઈમાં ઘેરાઈ ને,
સ્વાર્થી સગાં ઘરમાં કદી, નવ ભાવ પૂછે ભાઇને.

તો ભાઇ! જ્યાં સુધી તું ઘરમાં પૈસો લાવતો હોઇશ, ત્યાં સુધી જ સર્વને પ્રીય લાગીશ, પણ જ્યારે હિણકમાઉ થયો કે તુર્ત;—

**(કવ્વાલી)**

સગાંઓ સ્વાર્થના બેલી, મુઆ કે તૂર્ત દે મેલી;
ન બાંધે ઠાઠડી થેલી, હરિ વિણ કોઈ ના બેલી.

**દેવશર્મા**:—એ બધું સમજાય છે ખરૂં, પણ તે પ્રમાણે મન દૃઢ થતું નથી કે વર્તન થતું નથી. કેમકે આજકાલ તો પૈસો એજ મોટો પરમાત્મા ગણાય છે. અને જો એજ પરમાત્માની સાચી ભક્તિ થાય, તોજ આ દુનિયામાં રહેવાય છે મહારાજ !

**ભમતારામ:**—કેશ્વાનંદજી મહારાજ ! તેમનું કહેવું સત્ય છે. આ દુષ્ટ કળીકાળના રાજ્યમાં દુનિયા પૈસાનીજ થઈ છે. જુઓ સાંભળો !

(ભેરવી–બંગલા બ્હોત બન્યા મ્હારાજ, જ્યોં મે નારાયણ બોલે–એ ઢબ).

દુનિયા પૈસાની પૈસાની (૨),
બીજી નથી કૈસાની—દુનિયા.

પાપ પ્રપંચે પૈસા મેળવે, થાયજ કીર્તિવાળો;
નીતિવાળા ગરીબડાને, લોકો દેછે ગાળો.–દુનિયા.
ગરીબનો નવ ભાવ પુછે જ્યાં, પૈસો આવે પાપી;
પૈસા માટે બાપ દીકરો, માથાં નાંખે કાપી.–દુનિયા.
જ્યાં જાઓ ત્યાં માન મળે છે, લક્ષ્મી માતા ભારી;
આજકાલ પૈસાવાળાઓ, ખાય પેટ કટારી.–દુનિયા.
દુનિયા દમડે થઈ દિવાની, સત્ય થયું ભાઇ નબળું;
કહું **કેશવ** પ્રભુની શી માયા, પૈસે સઘળું સબળું–દુનિયા.

**શિવાનંદઃ**—તો લક્ષ્મી તો આજકાલ સર્વની પ્યારી છે.

## ( દોહરો )

(જો) પરનારીને સ્ત્રી કહ્યે, જૂત્તા મારે કોય;
(તો) ઈશલક્ષ્મિ પ્યારી કહ્યે, કીતની શિક્ષા હોય.

**ભ**મતારામજી ! પારકા પુરૂપની સ્ત્રીને આપણે પોતાની સ્ત્રી કહીશું, તો તે સ્ત્રીનો પુરૂપ આપણને બે જુતા લગાવશે, કીંવા અશક્તિવાન હશે, તો બે અપશબ્દજ કાઢશે. તો પછી સાક્ષાત નારાયણ પ્રભુના સ્ત્રી (લક્ષ્મીદેવી) ને જો પ્યારી કહી માનીએ, તો આપણને કેટલી શિક્ષા થશે ? અનહદ ! માટે એવા પરમાત્માની પ્યારીને પોતાની પ્યારી કહેનારા, ભક્તિને અલગ રાખનારા, માયાના મોહમાં મદોન્મત્ત બનેલા સ્વાર્થી પ્રાણીઓને ધીઃકાર હજો. ફીટકાર હજો. વળી **ભ**મતારામજી !

## ( કવ્વાલી—ગઝલ. )

થઈ બાલક યુવક વૃધ્ધો, કરે સહુ સ્વાર્થના કામો;
જનમ લઈ લક્ષ ચોરાસી, ભટકશે બહુ અરે ઠામો. ૧
કરી કૂકૃત્ય કાળાંને, મહા નર્કેજ પીડાતા;
મનુષ્યા દેહ ધારીને, નદી તૃષ્ણા મહિં વ્હેતા. ૨
સ્મર્યા ના ઇષ્ટને કાંઈ, બહુએ મીષ્ટ તો ખાઈ;
ન જાણ્યા જ્ઞાન કે ધર્મો, કરે છે નીચ તો કર્મો. ૩
ભરી યુવાની છે વચમાં, વહે છે લોહી નસનસમાં;
વિષયમાં અંધ તો બનીયા, ગુમાવી આ બધી દુનિયા. ૪
ઘણા મસ્તાન થઈ મ્હાલ્યા, ઘણા અન્યાયથી ચાલ્યા;
સહુના નામ તો ટાળ્યા, ચિતાએ દેહને બાળ્યા. ૫
કરીને હેમની કાયા, પ્રભુના ગુણ ના ગાયા;
અરે આ કાળ તો આવ્યા, ઉખેડયા મૂળથી પાયા. ૬
મહા માયા થકી મોહ્યા, અરે આ દિન તો ખોયા;
સગાંઓ સ્વારથી જોયા, મૂઆ કેડે સહુ રોયા. ૭
મનુષ્યાદેહની ભાઈ, અહા કીમ્મત ઘણી થાશે;
કરોને ઇષ્ટની ભકિત, ક્ષણીકમાં દેહ વહી જાશે. ૮
અકળ માયા પ્રભુની છે, નહિ કોથી કળાયે છે;
નિરંતર પીસણી ફરતી, નક્કી આટો થવાયે છે. ૯
ઘણાં અમ્મર થયાં નામો, પ્રભુ ભક્તિ થકી જાણો;
ભજો **કેશવ** પ્રભુ નહિ તો, નહિરે નામ નીશાનો. ૧૦

માટે ભાઇઓ ! પ્રથમ પ્રભુનો એજ ઉપકાર માનો, કે આપણુને મનુષ્યાદેહ આપ્યો. હવે તેમાં જો બાલ્યાવસ્થામાં ઇશ ભક્તિનું

જ્ઞાન ઉદ્દ્ભવે તો ઠીક, પરંતુ યુવનાવસ્થામાં, સંસારના વિષય ભોગ ભોગવતાં છતાં, પરમાત્મામાં તલ્લીન મનોવૃત્તિઓ રાખી, વીરક્તપણે રહેવું ઘણું કઠીન છે, અને તે કસોટીમાં પાસ થયા તો પરમપદ જલ્દીથી પામી ગયા સમજવું. વળી યુવનાવસ્થામાં પરમાત્માની ભક્તિ ન થઇ હોય અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ, તો ઇશ્વરનો મહદ્ ઉપકાર માની, સ્વાર્થી સંસારની વ્યહવારીક જાળ છોડી, ઇશ ભક્તિમાં મનોવૃત્તિઓ તલ્લિન રાખી, પૂનર્જન્મનું યથેચ્છ કલ્યાણ ઇચ્છવું. પરંતુ જો યુવનાવસ્થામાં વિષય ભોગ ભોગવતા છતાં 'વીરક્ત' ન રહેવાયું અને વૃદ્ધાવસ્થામાં સ્વાર્થી સંસારની ઘટમાળમાં ગુંથાઇ, ઇશ ભક્તિમાં તલિન ન થવાયું તો નક્કી સમજવું કે, સ્થૂલ દેહમાં બિરાજી રહેલા આત્માને આ ખાડમાંથી પેલી ખાડમાં ભટકવાનુંજ રહ્યું.

**ભમતારામ:**—વાહ વા! શિવાનંદ મહારાજ! આપનાં દરેક વાકયો યથાર્થજ છે.

**નંદગૌરી:**—મહારાજ! અમે એવું ઉંડું ગનાન સમજીએ નહિ. અમે તો રોજ પરભુના નામની પાંચ માળા ફેરવીએ છીએ. પણ દીકરા, દીકરી, ન્યાત, જાત, સગાં, વ્હાલાં, ઘર, બાર વીગેરેની માયા અમારાથી મુકાતી નથી.

**શિવાનંદ:**—અરે માજી! આટલી વૃદ્ધાવસ્થાએ, સો વર્ષની સીમાએ પ્હોંચી મૃત્યુના મુખમાં બેઠાં છો, છતાં તમારાથી હજુ સ્વાર્થી માયાની જાળમાંથી છુટાતું નથી; અને પાંચ માળાનું જુઠું બાનું શા માટે કહાડો છો? અરે જો પાંચ માળા પણ શુદ્ધ દિલથી પૂર્ણ શ્રદ્ધાથી ફેરવતા હોત, તો તમારા દેખાવપરથી, જે વૈધવ્ય પ્રાપ્ત થયું છે, તે કદી પણ ના થાત. વળી જે સ્ત્રીઓ! આ કળીકાળમાં દેવ, દર્શન, ભજન, કીર્તન, શ્રવણ વીગેરે કંઇ પણ કર્યા વિના કેવળ પોતાના પતિનેજ પ્રભુ તુલ્ય માની, તેનુંજ ભજન, કીર્તન, પૂજન,

દર્શન, વીગેરે પૂર્ણ શ્રદ્ધાથી શુદ્ધ દિલથી કરશે, અને તેની સેવામાંજ નીરંતર સ્વાર્થમયી બનશે તો ઇશ્વિરેચ્છાએ કદી પણ વૈધવ્યપણું પ્રાપ્ત થશે નહિ. માટે માજી! હજુ પણ તમારી આયુષ્ય જેટલો સમય રહી હોય, તેટલા સમયમાં આ સ્વાર્થી સંસારની જુઠી મોહજાળને છોડી દઇ, તમારા મૃતક પતિના નામનો શુદ્ધ દિલથી જાપ જપી પૂર્ણશ્રદ્ધાથી શ્રી **રણછોડરાય**ની ઝાંખી કરી, કરેલા પ્રાયશ્ચિતોની માફી માગી, કાળ વ્યતિત કરશો, તો પૂનર્જન્મે તમારા આત્માનું કંઇક કલ્યાણ થશે ખરૂં.

**કેશ્વાનંદ:**—ભાઈ **શિવાનંદ**! રાત્રી વિશેષ વીતી છે. માટે સૌને શયનાસન કરવા દો. **બોલો શ્રી રણછોડરાયકી જય.**

( પ્રભુની જય બોલાવી, શ્રોતાજનો સ્વાસન પ્રત્યે ગયા. )

**ભમતારામ:**—**કે**શ્વાનંદ મહારાજ શ્રી! પરમાત્માએ આ ડંક-પુરને કેવી રીતે પવિત્ર કર્યું તે મને યથેતી કહી સંભળાવો.

**કેશ્વાનંદઃ**—**ભ**મતારામજી! આ ધામ કેવી રીતે પવિત્ર તીર્થ-ક્ષેત્ર થયું તે હકીકત તમોને યથેતી સંભળાવું છું તે સાંભળો!

**यो भक्त काम प्रति पूरणाय, द्वारावतीत: प्रभुरेकरात्रात् ।**
**समागमत् तत्सहितो दयालुः श्री डाकुरेशो वतु कामदोन: ॥**

**ભાવાર્થ**— ( આર્યાવૃત—છંદ )

ભક્ત મનોરથ પુરવા, દ્વારાપુરથી એક રાત્રી માં’વે;
ડાકોરનાથ દયાલુ, રક્ષણ કરજો વન્દુ હું ભાવે.

---

## ( ડંકપુરાણ ) ( સોરઠી—ગઝલ કિંવા હરિગીત )

સૌનક પુછે સુતને કહો, વીસ્તારથી એવી કથા,
જે સાંભળીને પાપ સઘળાં, નષ્ટ થાયે અમ તણા;

સુતજી કહે સહુ સાંભળો, ઋણ છોડતા **રણછોડનું**,
પ્રેમે કહું વીસ્તારથી, સુમ્હાત્મ્ય શ્રી ડાકોરનું. ૧
અરજુન સુત અભિમન્યુને, યજ્ઞોપવિત્ધારણ કરી,
લઇ ભીમને સાથે અને, ચાલ્યા પ્રભુ દ્વારાપુરી;
આવ્યા જહાં ડંક્ષેત્રમાં, લાગી તૃષા ત્યાં ભીમને,
જળ ખાડમાં મારી ગદા, ગાજી રહી બહુ સીમતે. ૨
મુનિ ભક્તિથી મ્હાદેવનો, ચિરકાળ વાસો જ્યાં થતો,
(ત્યાં) જળ ખાડથી થોડા કદમ, ઋષિ ડંકનો આશ્રમ હતો;
મુનિજી સમાધીમાં હતા, તે શોરથી જાગૃત થયા,
**ડંકમુનિ**—(પ્રભુને પ્રણામ કરી)—
'ધન્યભાગ્ય મ્હારાં હે પ્રભો, આશ્રમ અહા પાવન કર્યો'. ૩
મુનિ ડંક મ્હાદેવે પ્રભુને, અર્જ કરી રહેવા તણી,
**ભગવાન**–'તમ ધામ છે આ રમ્ય અહિં, વસવા સદા ઇચ્છા ઘણી;
કળિકાળમાં વાસો અહીં, ચિરકાળ તો થાશે નક્કી,'
પ્રણમી પ્રભુ મ્હાદેવને, પહોંચ્યા જઇ દ્વારામતી. ૪
કળિકાળમાં ડંક્ષેત્ર તો, વસ્તી થકી થયું ગામડું,
તેમાં વસે નીર્ધન પ્રતાપી, નામ **બોડાણો** રૂડું;
નિજ નાર **ગંગાબાઈ** તે, પતિભક્તિમાં પૂરી સતી,
બેઉના હૃદયમાં કૃષ્ણજીની, પૂર્વની ભક્તિ હતી. ૫
સાધુ તણા સદ્બોધથી, યુવકપણે મહા વ્રત ગ્રહી,
તુલ્સીજ રોપી હસ્તમાં, જ્યારે ઉગે સુમંજરી;
ત્યારે જઇને દ્વારીકા, શ્રી રંગને અર્પણ કરે,
દર વર્ષમાં બે વખ્ત જઇ, તલ્લિન ભક્તિમાં રહે. ૬

એવી કઠીની ભક્તિ કરતાં, વર્ષ ત્યાસી વીતીયાં,
વૃદ્ધાપણું તો આવીયું ને, અંગ સૌ કંપીત થયાં;
છેલ્લી વખતની વીનતી, ભક્તે કરી શ્રી રંગને,
**બોડાણો**–'ઓ નાથ મારા ભવ તણા, **ર**ણુ છોડ મુક્તી દે મને.૭
ચાલે ન કાયા જે થકી, તમ દર્શ થાશે ક્યાં ફરી,
છેલ્લી વખતની અર્જ સુણિ, વ્હારે ચડો વ્હાલા હરી;'
વિનતી કરી સ્વસ્થાન પ્રત્યે, ભક્ત જઈ નિંદ્રા લીયે,
રાત્રી મહીં નિજ ભક્તને, નિંદ્રા મહીં સ્વપ્નુ દીયે. ૮
**ભગવાન**–'દ્રઢ ભક્તિ તારી જોઈને, પ્રસન્ન થયો તુજ પર અતી,
રે ભક્ત તારી ભક્તિથી, તું માગ્ય તે આપું નક્કી;'
**બોડાણો**–'ચાલો પ્રભુ મુજ સાથમાં, એ વીણુ ઇચ્છા કંઇ નથી,
**ભગવાન**–'ગાડું લઈને આવ જા, તુજ ગ્રામ આવું હું નક્કી.' ૯
એવું કહી નિજ ભક્તને, શ્રીરંગ અંતર્ધ્યાન થ્યા,
તવ ભક્ત ઉઠી હર્ષથી, નિજ ગ્રામ પ્રત્યે ચાલીયા;
સ્વગ્રામ પ્રત્યે આવીને, આપ્યા ખબર નિજ નારને,
થાતો બહુ તે હર્ષ ઘેલો, 'આવશે કિરતાર જે.' ૧૦
ગાડું બળદ સહુ લોક પાસે, માગવા તે નીકળ્યો,
નિર્ધનપણાથી ભક્તનો, વિશ્વાસ કો'એ નવ કર્યો;
ફરીયો બહુ પરભાતથી તે, સાંજ સુધી ગ્રામમાં,
છેવટ નિઃસાસા નાંખતો, બેઠો જઈ સ્વસ્થાનમાં. ૧૧
નીરાશ ભક્ત જોઈને, વ્હાલો વશ્યા કો દિલમાં,
ગાડું બળદ બે તો મળ્યા, જે જીર્ણ થ્યા સો વર્ષના;

એ જીર્ણ બેલો પૂર્વના, શ્રાપીત હતા વેદાન્તીયો,
(વળી) શ્રાપિત હતો જીવાતમા, ગાડારૂપે જે તે બન્યો. ૧૨
તે શ્રાપથી અનુગ્રહ હતો, શ્રીકૃષ્ણના પદ સ્પર્શથી,
આવ્યો બોડાણો જોડીને, મહા મ્હેનતે દ્વારામતી;
જઈને કહ્યું શ્રીરંગને, 'આવ્યો છઉં ગાડું લઈ,'
આ વખ્ત પુરના લોક સહુ, બોલ્યા અતી વીસ્મય થઈ. ૧૩
**પુરજનો**–'તુલ્સી લઈ જે આવતો, તે આવીયો ગાડું લઈ,
**રણછોડને** ચોરી જવા, શું તેહની ઇચ્છા થઈ;
આવા ખબર રાજા અને, વિપ્રો સહુએ સાંભળ્યા,
રાત્રે સખત તાળાં દઈ ત્યાં, ચોકિ પ્હેરા રાખીયા. ૧૪
મધ્ય રાત્રિએ ગાડું લઈ, આવ્યો **બોડાણો** મંદિરે,
કિરતારની જ્યાં છે કૃપા ત્યાં, ચોકિ પ્હેરા શું કરે;
નિજ ભક્તના દ્વી હસ્ત જ્યાં, તે દ્વારને અડકી ગયા,
તાળાં ત્રુટયાં તડતડ તડાકે, દ્વાર સૌ ખુલ્લાં થયાં. ૧૫
નિજ ભક્તને રણછોડજી, ચાંપે હ્રુદયમાં પ્રેમથી,
**બોડાણો**–વનમાં જઈ યોગી મુનિ, જપ તપ કરે કષ્ટિત થઈ;
તો પણ અહા વ્હાલા પ્રભુ, તમ દર્શ દુર્લભ થાય છે,
તે દર્શ થ્યાં આ દાસને, ભવ જાળ ત્રુટી જાય છે. ૧૬
ચાલો કહી તેડયા પ્રભુ(ને), પધરાવીયા ગાડા મહીં,
તે વખ્ત સ્વર્ગીય દેવતાએ, પુષ્પની વૃષ્ટી કરી;
ગાડું પ્રભુના સ્પર્શથી ત્યાં, દીવ્ય રૂપે ચાલીયું,
ક્ષણ વારમાં ડાકોરથી, અધ કોષ છેટે આવીયું. ૧૭

ભક્તે તપાસ્યું તે ક્ષણે, ડાકોર સીમે પ્હોંચીયા,
ક્ષણવાર ત્યાં વિશ્રામ લઇ, ડાકોર માંહી આવીયા;
શ્રાપીત થયેલા પૂર્વના, વેદાન્તીયોના આતમા,
તે કૃષ્ણ સ્પર્શે દીવ્યરૂપે, સ્વર્ગ માંહી સંચર્યા. ૧૮
નિજ ઘેર આવ્યે ભક્ત સ્ત્રીએ, નાથનેજ વધાવીયા,
ફાટલ હતી જે ગોદડી પર, ઇષ્ટને પધરાવીયા;
ગંગા સતી થઈ હર્ષ ઘેલી, ઘેંશનું કુંડું ભરી,
પ્રાસાદ લાવી મુકીઓ, આરોગતા વ્હાલા હરી. ૧૯
સહુ લોકને ભક્તે કહ્યું, 'શ્રી દ્વારિકાધીશ આવીઆ,'
નિર્ધન પ્રતાપી ભક્તની, હાંસી કરે સહુ લોક ત્યાં;
પરભાત થાતાં દ્વારિકામાં, જાણ થઇ સહુ લોકને,
રાજા પ્રજા દ્વિજ ગુગળી, રડતા મુકીને પોકરે. ૨૦
**ગુગળી**–'રૂઠયા નક્કી રણછોડજી, અમથી નહિ સેવા થઈ,
જીવન તણો હા દોર ત્રુટયો, હાય વસવું કયાં જઈ;
**કર્તા**–( તે ગુગળી સમ ડંકપુરના, સેવકો કરશો નહિ,
પારસમણીને સેવવા, પ્રેમે થકી ચૂકો નહિ. ૨૧
છે ધન્ય તમ ધનમાલને, છે ધન્ય તમ પરીવારને,
છે ધન્ય તમ માબાપને, છે ધન્ય તમ ઘરબારને;
તમ ચર્ણની રજ હું ચડાવું, પ્રેમથી મમ શિરપરે,
જો શુદ્ધ પ્રેમે સેવશો તો, ઋણથી મુક્તિ કરે. ૨૨
દિનનો દયાળુ પત્ર પુષ્પ, ફળ કિંવા તો જળ વડે,
જો પૂર્ણ પ્રેમે અર્પીએ તો, શર્ણમાં રાખી લીએ;

મણિ હેમના સિંહાસને, વસ્ત્રાભુષણ ધરતા નવા,
નવનીત સેવા મીષ્ટ મેવા, ઈષ્ટ જ્યાં આરોગતા. ૨૩
ત્યાગે સહુ નિજ ભક્ત પ્રેમે, વશ થઇ તે(ના) ગૃહ વસે,
ફાટેલ જૂની ગોદડી પર, ઘેંશ તો સ્વીકારી લ્યો;
**ગુગળી**–'તુલસી લઇ જે ભકત આવે, શ્રી હરી તે સાથ ગ્યા,'
લશ્કર લઈ રાજા અને, વિપ્રો સહુએ ચાલીયા. ૨૪

. . . . . . .

અધમાસમાં ડાકોરથી, અધ કોષ છેટે પ્હોંચીયા,
**ભગવાન**—ભક્ત તમારા દુશ્મનો, આજે નક્કી આવી ચડયા;
માટે છુપાવો ગોમતી જળમાં, મને તમ હસ્તથી,
માખન અને સાકર ધરી, તું ભક્ત જા સામો નક્કી. ૨૫
દિન સ્વર થકી સ્તવી ઇષ્ટને, જળમાં લઇ પધરાવીયા;
પ્રભુ સ્પર્શથી જળ શુદ્ધ થયું, તે ગોમતી ગંગા બન્યા;
પ્રભુના વચનથી ભક્તજી, પ્રાસાદ લઇ સામા પળ્યા,
જોતાંજ શત્રુ બાણ મારે, ભક્ત ધરણીપર ઢળ્યા. ૨૬
ઋણ છોડ જય રણછોડ કહેતાં, પ્રાણ સ્વર્ગે સંચર્યા,
શત્રુ સહુ મૃત ભક્તને, જોતાં ઘણા ઉદાસ થ્યા;
આવ્યા પછી ડાકોરમાં, શોધ્યા સહુએ શ્રી હરી,
કો દુષ્ટના કહેવા થકી, શોધ્યા પ્રભુ જળમાં પડી. ૨૭
વિપ્રો અને રાજા વળી, લશ્કર સહુ તે ઉંચકે,
પણ ભક્તવશ ભગવાન ત્યાંથી, એક પણ ડગ નવ ખસે;
દ્વિજ ગુગળીની વીનતીથી, તે ક્ષણે જળમાં પડી,
ગંગા સતી તેડી પ્રભુને, બ્હાર કાંઠે લાવતી. ૨૮

સહુ લોક વિસ્મય પામીયા, 'ધન્યવાદ ગંગાબાઇ હો,'
ગંગાબાઈ—'મુજ વીનતી વિપ્રો સુણો, આ મૂર્તિ સમ સોનું ગ્રહો;'
વિપ્રો વિચારે મન વિષે, 'દેશેજ ક્યાંથી હેમ એ,'
માટે કહોને હા નક્કી, 'આ મૂર્તિ દ્યે ખુશી થતે.' ૨૯
તુલા કરી તવ ઇષ્ટની, મૂકી પિયરની વાલીને,
ત્યાં વાલમાં રતિ કમ થયા, રણછોડ શ્રી વનમાલી તે;
નીરાશ સહુ વિપ્રો થયા, રાજા તુરત ચાલ્યા ગયા,
છેવટ ધરી મન જ્ઞાન વિપ્રે, ઉગ્ર તપ તો આદર્યા. ૩૦
(જ્યારે) થઇ શુદ્ધ બુદ્ધિ પૂર્ણ ભક્તિ, ભાવના વિપ્રો તણી,
(ત્યારે) ગંગા સતીને સ્વપ્નમાં, સુપ્રેરણા પ્રભુએ કરી;
ગંગાબાઈ—(વિપ્રોને)-
'તમ ગામ પાસે વાવ જે, સાવીત્રિ નામે છે નક્કી,
ખટ માસ વીત્યે કાઢજો, આવી નીકળશે મૂરતી.' ૩૧
દ્વિજ ગુગળી અર્ધા ખુશી, થાતા ગયા નિજ ગ્રામમાં,
ત્રણ માસ વીત્યે મૂર્તિ કાઢી, સ્થાપતા તે ધામમાં;
ગંગા સતીએ શ્રી હરી(ને), નિજ ગૃહ વિષે પધરાવીયા,
ત્રણ વર્ષ સેવ્યા પ્રેમથી, ત્યાં પ્રાણ સ્વર્ગે સંચર્યા. ૩૨
બહુ વર્ષથી ડંકેશ્વરા, લયમાં પ્રભુ બીરાજતા,
વિપ્રો મહાલક્ષ્મી તણા, મંદીર માંહી સ્થાપતા;
ત્યાં ભક્ત તાંમ્બેકર તણા, દિલમાં વશ્યા રણછોડજી,
મંદીર ચણાવી પ્રેમથી, પધરાવીયા ઠાકોરજી. ૩૩
કર્તા:—ભકતો તણા આધીન થઇ, ભગવાન પૂરે કામના,
ગંગા બોડાણા ભક્તની, અમ્મર કરી છે નામના;

શ્રીગોડ ખેડાવાલ તપોધન, સેવતા પ્રેમે કરી,
આ ભવતણા ઋણ છોડ તું, ભક્તિ દીયે નિત્ય તાહરી. ૩૪

. . . . . . .

આ કાવ્યને નિત્યે ભણેથી, ઈષ્ટ પૂરે કોડ તો;
કેશવ કહે દિલથી વદો, જય જય પ્રભુ **રણછોડજો.**
**બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારીકાધીશકી જય.**
(પ્રભુની જય બોલાવી સહુએ નીંદ્રા લીધી.)

---

## પ્રકરણ ૭ મું.

### 'મહારાજાધિરાજ શ્રી રણછોડરાય.'

**દોહરો:**—શ્યામ સુંદિર ચોભુજધરા, ભકતી વશ તું થાય;
કેશવ કે 'દિલ્લથી વદો' જયજય રણછોડરાય.



ઋણછોડ, ઋણ+છોડ=ઋણછોડ (અપભ્રંશ થયેલો શબ્દ) રણછોડ. ઋણ બે પ્રકારનાં થાય છે, એક તો પૂર્વના કરેલ કર્મથી થયેલ આ જન્મ, જેમાં કરેલ કર્મનું સુખ દુઃખાદિ ફળ ભોગવાય છે, તે 'કર્માનુબંધ.' બીજું! આ જન્મમાં કર્મ કરવાથી આવતો પુનર્જન્મ, જેમાં કરેલ કર્મથી સુખ દુઃખાદિ ફળ ભોગવાય છે તે 'કર્માનુબંધ.' એવા બન્ને ઋણમાંથી 'હે પ્રભો! અમને તું મુક્ત કર.' એ સારાંશ પરથી ટુંકું નામ ઋણછોડ આપવામાં આવ્યું હશે. કેમકે, વેદ, પુરાણ આદિ શાસ્ત્રોમાં, ક્યાંઇ ઋણછોડ નામ જોવામાં આવતું નથી. જેથી (નહિ અવતારી પણ) આ સ્વયંભૂ મૂર્તિમાં સાક્ષાત પરબ્રહ્મ મહામંગલ સ્વરૂપ બિરાજમાન હોવુંજ જોઇએ. કારણ કે

સાક્ષાત પરબ્રહ્મ મહામંગલ સ્વરૂપ મહાત્માના (પૂર્ણ શ્રદ્ધાથી શુદ્ધ દિલથી) માત્ર દર્શન વિના, અન્ય કોઈ પણ દેવનાં દર્શન, આ ભવના ઋણ-માંથી મુક્તિ કરી શકતાં નથી. એટલે કે મોક્ષ પમાડતાં નથી. જેથી જ આ સાક્ષાત પરબ્રહ્મ મહામંગલ પરમાત્માની બીરાજમાન સ્વયંભૂ મૂર્તિનું નામ **ઋણછોડ** રાખ્યું હશે; એટલે કે, હે સાક્ષાત પરબ્રહ્મ મહામંગલ સ્વરૂપ પરમાત્મા ! ! ! પૂર્વ જન્મના અને આ જન્મના અમારા ઋણ–છોડ. (તે પરથી અપભ્રંશ થયેલો શબ્દ) **રણછોડ.**

તદુપરાંત, કોઇ પણ ( મૃત્યુ લોકના કે દેવલોકના ) રાજામાં, આ મહામંગલ સ્વરૂપના જેટલી (મુક્તિ) દાન દેવાની શક્તિ નહિ હોવાથી (કીંવા) અત્રે થતા રજવાડી સેવાના ઠાઠથી **રાજનકે રાજ, મહા-રાજાધિરાજ, શ્રી રણછોડરાય** ( ને ઘણી ખમ્મા. ) એવી ઉપમા અપાતી આવે છે.

આશ્વીન માસની શુકલ પક્ષની પૂર્ણીમાનું પ્રભાત થયું. (જ્યારે) સૂર્યનારાયણે પૂર્વનો દરવાજો ઉઘાડવાને, પોતાના અરૂણ સારથીને મોકલ્યો. રમતા વિદ્યાર્થીઓ મ્હેતાજીને આવતા જોઇ જેમ છુપાઇ જાય, તેમ સૂર્યનારાયણને આવતા જોઇ, તારાઓ છુપાઇ જવા લાગ્યા. વૃદ્ધ થયેલા ચંદ્રરાજ, નિસ્તેજ મુખે ગીરી કંદરાની ગુફામાં તપ કરવા ચાલ્યા ગયા. જેવી રીતે લઘુરાજ્યમાં મહાન રાજ્યાધિકારીના આગમ-નથી શોભા થાય, તેવી રીતે સૂર્યનારાયણના આગમનથી ઇન્દ્રરાયે રંગબેરંગી સાથીઆઓ પુરી ગગન રાજ્યને શોભાવ્યું. કુકડાઓ સૂર્ય રાજની નેકી પોકારવા લાગ્યા. કુંજલત્તાઓમાં વસ્તા પશુ પક્ષિયો, પોતાના ખોરાકને માટે સ્વભાષામાં કોમળ કંઠથી ઇશોગાન ગાવા લાગ્યાં. જળાશયોમાં ખીલેલાં કમળ પુષ્પો પોતાના સૂર્ય પિતાને મળ-વા આતુર દેખાવા લાગ્યાં. આ વખતે ડંકપુરમાં દરેક દેવસ્થાનોના દેવને જાગૃત કરવા દુદુંભી નાદો થવા લાગ્યા. ગરીબ લોકોના ઘરમાં

ઘંટીનો ઘોર ને દળનારીનો શોર થવા લાગ્યો. ગાય ભેંસના ગળેથી બંધ છુટવા લાગ્યા. (ત્યારે) વલ્લભનિવાસમાં, નિંદ્રામાંથી જાગૃત થયેલા કેશ્વાનંદ મહારાજ કુટુંબસહ પ્રભુ સ્મરણ કરવા લાગ્યા.

**કેશ્વાનંદ; શિવાનંદ:**—( ઝુલણાં, જાગને જાદવા—એ ઢબ. )

જાગને પ્રાણી તું આજ પ્રભાત થયું, ઘોર નિંદ્રા મહીં શુંજ સુતો–જા.
જગતના પાપને ટાળવાને રવી, ઉગીયો પૂર્વમાં પૂર તેજે.–જા.
ક્ષુદ્ર પ્રાણી પશુ પક્ષિ આદી સહુ, પ્રીતથી ઈશના ગાન ગાને.–જા.
પ્રભાતના પ્હોરમાં આવી ડાકોરમાં, ઇશ ઠાકોરના ગુણ ગાને–જા.
ગોમતી ન્હાઈને રણછોડરાયને, સ્નાન પૂજા કરી શુદ્ધ થાને.–જા.
મોહ માયા મહીં કાળ જાશે વહી, વ્યર્થ આયુષ્ય વહી જાય તારૂં.
સ્વપ્ન સંસારની ઘોર નિંદ્રા ત્યજી, નાથ **કેશવ** પ્રભુ શર્ણ જાને.–જા.

'જય શ્રી રણછોડ! જય શ્રી રણછોડ.'

**ભકતબાલીકા:**—( સોરઠી–ગઝલ–હરિગીતમાં પણ ચાલશે. )

સતિ દક્ષ કન્યા પાર્વતી[1], સાવીત્રિ[2] છે બ્રહ્માની સ્ત્રી,
વળી વીશ્વવારા ઇન્દ્ર માતા, વાક મમતા આદિતી,
યમિ રોમશા ઘોષા અપાલા, ઉર્મીલા ગોપા થઈ,
ઈન્દુમતી તપતી વિદુલા, ઈષ્ટને ચર્ણે ગઇ. ૧
શબરી સુમીત્રા કેકયી, મૈત્રયી ધન્યા કૌશલ્યા;
ગાર્ગી સીતા સૂચીસ્મિતા, ચીન્તા જનાને અહલ્યા,
તારામતી તારા સતી, સુશોભના સુલોચના,
દમયંતિ રોહિણી ભારતી, શ્રૂતાવલી સેવ્યાખના. ૨
પદ્માવતી લીલાવતી, વીન્ધ્યાવલીજી માલતી,
રૂકમાવતી રાજીમતી, ભાનુમતી ને ભામતી,

ગાન્ધારિ કુન્તી નાગિલા, માદ્રી જરત્કારૂ શુભા,
પ્રભવા ઉષા શ્રી વાસવદતા, સુરૂચી ને સુલભા. ૩
ભદ્રા સુભદ્રા દ્રૌપદી, ઈલા વનિલા રેવતી,
ઉતરા શિવા અંબાલિકા, પદ્મા ઉશીજ કલાવતી,
વળી અશ્વપાલી ગુણિકા, કાલીન્દિ ને કાત્યાયની,
વૃન્દા વિશાખા વેદવતી, શર્મા સુજાતા રૂકિમણી. ૪
નેદયંતિ શર્મીષ્ટા વળી, અરૂન્ધતીજ મૃદાલશા,
પ્રમદ્વાર(ા) ભોગવતી સુનીતિ, શ્રી દેવીય શશીકલા,
વળી દેવસેના ધારિણી, પત્ની સતી કૌશિક તણી,
વિદૂર પત્ની એક પત્ની, બ્રહ્મદત્તા અશ્વની. ૫
ક્ષેમા અનંશા અન્નપૂર્ણા, પૂણ્યીકા શકૂન્તલા;
સોમા સુલેવા પંડિતા, નકૂલ માતા સૂકલા,
જૈની સતી થઇ શ્રી સુભદ્રા, ગોતમી કૂવલયા,
ચંદ્રાવતી રતિસુંદરી, જયેષ્ટા બેહૂલા સુપ્રીયા. ૬
બ્રાહ્મી સુકન્યા સુંદરી, ગાયત્રિ દેવહુતિ સતી,
વનિતા પટાચારા 'લોપા, મુદ્રા' અનેજ સરસ્વતી,
જગદ્ધાત્રિ નેજ મનોરમા, સાવિત્રી અનસૂયા થઇ,
સહુ સત્ય પતિવૃત પાળીને, **કેશવ** પ્રભુને શર્ણે ગઈ. ૭

(હિંદ બ્હેનોને, આ સપ્તક કંઇ ઉપયોગી થઇ પડશે ખરૂં. આ સપ્તકમાં હિંદભૂમિ પર અમરાંકિત થઇ ગયેલી પતિવ્રતા સતિઓને અંકીત કરી છે. જેથી પ્રભાત સમયે હમેશાં પઠન કરવાથી યથેચ્છ કલ્યાણ થશે.)

**જ્ઞાનેંદ્ર;**—(ચર્પટ પંજરીકાના શ્લોકોના અર્થ–હરીગીત–છંદ).

સંસાર આ વીચીત્ર છે, જાણો સહુ નિઃસાર છે,
છે કોણ કોનો પુત્ર ને, વળી કોણ કોની નાર છે;
છે કોણ કોનો ભ્રાત ને, તું આવીયો અહીં કયાં થકી,
એ તત્વનો અંતર વિષે, વીચાર કરને મન થકી. ૧
બંધુ વળી મીત્રો અને, પૂત્રો વિષે તું સંપને,
શત્રુ સંબંધીમાં ન કર, વીગ્રહ કે કુસુંપને;
કદી હોય ઇચ્છા મન વિષે, જો મોક્ષ પદને પામવું,
તો સર્વ સાથે સંપથી, હળિને મળીને ચાલવું. ૨

**ત્યજેંદ્ર**—જન્મ થાયે જ્યાં સુધી તો, મર્ણ પણ છે ત્યાં સુધી,
તેમજ જનેતાના જઠરમાં, સૂવું પડશે ત્યાં સુધી;
હે મુંઢ આ સંસારમાં, 'પ્રત્યક્ષ' એવો દોષ છે,
તોપણ કહે શા કારણે, તેમાં તને સંતોષ છે. ૧
નિંદ્રા ત્યજો મનને સજો, ધર્મી થજો સહુ જાગજો,
નિશદીન જો ઈશને ભજો, ઇશનીજ ભક્તિ માગજો;
કળીકાળની આ જાળમાં, કૂકૃત્યથી રખડાય છે,
**કેશવ** પ્રભુના નાવથી, ભવસાગરેજ તરાય છે. ૨

'જય શ્રી સચ્ચિદાનંદ પ્રભુ જય' કહી સર્વે ભકતો શૈયામાંથી ઉઠી, શૌચ કર્મ કરી આવી, દંતધાવન કરી, સ્નાન સંધ્યાદિ નીત્યકર્મથી પરવારી, ગોમતી ઘાટપર જવા તત્પર થયા. નિવાસની બ્હાર નીકળી, સુંદર બજારમાં થઇ, ગોમતી ઘાટપર આવી પ્હોંચ્યા. પછી એક વસ્ત્ર પ્હેરી, જળમાં ઉભા રહી, સ્નાન સંકલ્પ કરી, નીચે પ્રમાણે વરૂણ દેવનું સ્તવન કર્યું.

સર્વ— (ત્રોટક–છંદ.)

જય ગોમતી *ગંગ સુઅંગ કરે, તુજ સ્નાન થકી ભવમાંહિ તરે;
મનથી તુજનામ સુણાય અરે, જય ગોમતી મા જગ પાપ હરે.જય૦ ૧
નિલ વૃક્ષ તણી શુભ સાડી ધરી, ભર યૌવનમાં તું વહે છે ખરી;
ગિરીઓ થકી રક્ષણ થાય અરે, જય ગોમતી.—જય૦ ૨
અહિં ડંકઋષી કરી વાસ રહ્યા, તપ ધ્યાન ધરી અવિનાશી થયા;
થઇ તે સમ તું અવિનાશી અરે, જય ગોમતી.—જય૦ ૩
નિજ આતમજ્ઞાનથી સેવી રહ્યા, શિવની ધૂનમાં સહુ દિન ગયા;
તુજ શુદ્ધ જળે શિવ સ્નાન કરે, જય ગોમતી.—જય૦ ૪
યમુના સમ તુંજ પવીત્ર થઇ, સુખથી પ્રભુને ચર્ણેજ રહી;
અમ સંકટ પાપ નિવાર ખરે, જય ગોમતી.—જય૦ ૫
જગમાં જનમે જન દુષ્ટ બહુ, કરે કૃત્ય કનીષ્ટ શી વાત કહું;
પણ આવી અહીં તુજ સ્નાન કરે, જય ગોમતી.—જય૦ ૬
યમુના અને ગંગ પવીત્ર નદી, વળી ગોમતી સ્નાન કરાય કદી;
ભવનાં ભવસાગરથીજ તરે, જય ગોમતી.—જય૦ ૭
જય હે જગમાત જપું જનની, જય ડાકોર નાથ પદે તું નમી;
તુજમાં નિત્ય **કેશવ** સ્નાન કરે, જય ગોમતી મા જગ પાપહરે.જય.૮

'નર્મદે હર'! કહી સ્નાન કરી, વસ્ત્ર બદલાવી, જળપાત્રો ભરી, ડંકેશ્વરાલયમાં આવી, સ્વકુટુંબ સાથ કેશ્વાનંદ મહારાજ ડંકેશ્વર મહા-

---

* ગોમતી ઘાટને નારીજાતિનું રૂપ આપી આ અષ્ટક કર્યું છે; તે એટલા માટેજ કે–દ્વારિકામાં ગોમતી નદી શ્રી હરીથી પવીત્ર થયેલી, તેમ અત્રે પણ શ્રી દ્વારીકાધીશના શયનથી પવીત્ર થયેલું જળ છે, જેથી નારીજાતિની ઉપમા આપી છે.

દેવની પુજા કરવા બેઠા. વેદોક્ત કાર્ય પ્રમાણે સોડસોપચારના મંત્રો ભણી, જળથી અભીષેક તથા પુજન કરી, નીચેનું અષ્ટક ગાયું.

સર્વ— ( શાર્દુલ વિક્રિડિત–છંદ. )

શાંતિનાથ દયાનિધિ મહેશ્વરા, શોભી રહ્યા ઇષ્ટરે,
ભક્તોની ભીડ ભાંગીને પ્રભુ તમો, કાપો સદા કષ્ટરે;
પૂજાર્ચન કરીયું પ્રભુ મન થકી, આજે અતી ખંતથી,
જોડી શ્રી ડંકૂનાથ હાથ તમને, ચર્ણે પડું પ્રેમથી. ૧
ગંગા સ્નાન કરી પવીત્ર જળ થકી, વસ્ત્રો ધરાવું પ્રભુ,
ભસ્માલેપ કરીજ ચંદનતણું, અર્ચન કરૂં. હે વિભુ;
ચંદ્રભાલ લગાવ્યો કુંકૂમ તણો, શોભો ઉમાનાપતી,
જોડી શ્રી ડંકૂનાથ.— ૨
સુગંધી બટ મોગરો ગુલકલી, ચમ્બેલીને કેતકી,
ચંપાના વળી જૂઇ જાઈ ધતુરના, પુષ્પો ચડાવું નક્કી;
ચોડી અક્ષત આપને ભરી દઉં, અબીલ ગુલાલથી,
જોડી શ્રી ડંકૂનાથ.— ૩
ત્રિગુણં ત્રિગુણા કાત્રિનેત્રં શિવ, ત્રીપાપ સંહાર્ણું,
એવા એક સહસ્ત્ર.મંત્ર ભણિ પ્રભુ, સહસ્ત્ર બીલ્વ શિવાર્પણં;
છાંટી અત્તર ધૂપને દિપ કર્યો, ખુશ્બો સ્ફુરી છે અતી,
જોડી શ્રી ડંકૂનાથ.— ૪
કીધાં ભોજનીયાં પ્રભુ ઉમંગથી, છે મીષ્ટ તો અન્નરે,
પીરસી થાળ કનકની રસ ભરી, તે માંહિ ભોજનરે.
આરોગી જળપાન અમૃત તણું, લ્યો શંભુ પશુના પતી,
જોડી શ્રી ડંકૂનાથ.— ૫

વાટી છે મજેદાર મેં દિલ્લ થકી, ઘાટી કરી ભંગરે,
પ્યાલો પ્રેમથી આપને પ્રભુ ધરૂં, છે ભાંગનો રંગરે;
લ્યો આ પાન બિડું વળી પ્રભુ ધરી લવીંગ એલાયચી,
જોડી શ્રી ડંકનાથ.— ૬

હિંચોળોપુષ્પો તણા સરસતો, મ્હેંકી રહ્યા છે અતી,
પોઢો હે પ્રભુ આપને હળુ હળુ હીંચોળુ ઉમાપતી;
ગાઉં તાલ મૃદંગમાં તમ કને, નાચું હું ઉલ્લાસથી,
જોડી શ્રી ડંકનાથ.— ૭

આ અષ્ટક શિવ આપનું દિલ્લ થકી, કો જન મુખથી ભણે,
કૈલાસાપતિ ડંકનાથ વિભુવરા, પાપો બધાં તું હણે;
પૂજાર્ચન બધું મેં કર્યું મનથકી, માની લીયો મહાદેવ,
ક્ષણ સંસારમહીંજ શીવ તમ તણી, ભક્તિ ચહું **કેશવ**— ૮

**(પછી સર્વ ભકતોએ મહાદેવની આરતી ગાઇ.)**

(આરતી.)

જય જય જગ ત્રાતા, પ્રભુ જય જય જગ ત્રાતા;
વીશ્વ વિષે વીખ્યાતા, ગુણ તારા ગાતા.—હરહરહર મહાદેવ૦
સુંદીર ગૌર સ્વરૂપ, ભસ્મ જટા ધારી;—શિવ ભસ્મ જટા૦
રૂદ્ર તણાં છે કુંડળ, નંદીપર સ્વારી.—હરહરહર મહાદેવ૦
કટી કેશરી ચર્મ, કંઠ મહીં કાળા;—શિવ કંઠમહીં૦
ભાંગ ધતુરના ભોગી, રૂંઢ તણી માળા.—હરહરહર મહાદેવ૦
ડમરૂને વળી ડાક, હસ્ત વીષે ધરીયાં;—શિવ હસ્તવિષે૦
ભેરી નાદ દુદંભી, ગુણ સહુ ગાઇ રહ્યાં;—હરહરહર મહાદેવ૦

જન્મ મરણથી રહીત, અવિનાશી વ્હાલા;—શિવ અવિનાશી૦
માગું તુજ પદ ભક્તિ, નિત્ય કરૂં કાલા.—હરહરહર મહાદેવ૦
જય ડંકેશ્વર નાથ, ગુણ અગણીત તારા;—શિવ ગુણ અગ૦
આ ભવનાં સહુ પાપો, નષ્ટ કરે મારાં.—હરહરહર મહાદેવ૦
ડંકેશ્વરની આરતી, જે ભાવે ગાશે;—શિવ જે ભાવે ગાશે૦
**કેશવ** શીવ ચરણમાં, વાસ નક્કી થાશે, મોક્ષ પદી થાશે.
હરહરહર મહાદેવ૦

('**હર હર મહાદેવ હર !** બોલી સર્વે ભક્તોએ શિવસ્તવનો શરૂ કર્યા.)

**કેશ્વાનંદ:**—( શ્રી રામચંદ્ર રઘુવીર—એ તર્જની ઢબ. )

શ્રી ચંદ્રશેખરા શીવ (૨)
શ્રી ગિરિજાપતી (૨)
બલિહારી....જય વન વિહારી, ભોળા ડંકેશ્વર નાથજી.—શ્રી.
ડમરૂને ડાક ધારી, શંભૂ ત્રયિશૂલ ધારી;
વહે નીરમળ જટામેં, ગંગા જતી—ગંગા જતી.—બલિહારી.
અંગે તો ભસ્મ ચોળી, સ્કંધે ભેરવની ઝોળી;
ફરે વનમાં જોગીડો, જગનોપતી—જગનોપતી.—બલિહારી.
ત્રિપુરારી શૈલ બાલા, **કેશવ** પ્રભુ સુણજે કાલા;
ઘટઘટમાં વ્યાપ્યા છો, ગવરીપતી—ગવરીપતી.—શ્રી.
ચંદ્રશેખરા શીવ.

**શિવાનંદ**—

( ધરો કંઇ હીત શીખામણ ધ્યાન ગર્વથી નથી નાથ—એ છાંયા. )

જય ડંકેશ્વર ત્રિપુરારી, જાઉં હું તમપર બલિહારી;
અહોનિશ માળ જપું તારી, વીભુ લે આ જીવ ઉગારી.—જય૦

પંચ વદન શશિ ભાલ ત્રિલોચન, ગૌરવરણ શિવરૂપ;
નાગ અલંકૃત વ્યાઘ્રચર્મ ધર, જય કૈલાસી ભૂપ,
કૃપા કર જંગલના લ્હેરી, ગળામાં સાપ રહેજહરી-.જય૦
રૂદ્ર તણા તો કુંડળ લળકે, ભસ્મ ધરો છો અંગ;
અરધા અંગે ઉમયા શોહે, નંદી ભૃંગી સંગ;
માયા કર રતીપતી વૈરી, વાગતી નાદ બરદ ભેરી.-જય૦
કામ ક્રોધ મદ લોભ મોહને, મત્સરને વીદારો,
ચંદ્રશેખરા અર્જ કરૂં હું, આ ભવમાંથી ઉગારો;
જગ્ત આ સ્વાર્થ બધું ભારી, કરે છે દેહ સુધી યારી.-જય૦
ડાક ડમરૂને હસ્ત ગ્રહ્યાં છે, રૂંઢ તણી તો માળ,
ભાંગ ધતુરના ભોળા ભોગી, કાળતણા મહા કાળ;
બજાવું દેહ ફરજ મારી, ધરૂં મન શીવ મૂર્તિ સારી.-જય૦
અધમ ઉદ્ધારણ ઈષ્ટ શંકરા, ભોળા ઉમયા કાન્ત,
કેશવના દિલરામ શીવજી, જય જય શ્રી ડંકનાથ;
કરૂં છું સ્તુતી નીત્ય તારી, ઉઘાડે મોક્ષ તણી બારી.-જય૦

**ભક્તબાલિકા**—( દાસપરે દયા લાવોરે, દયાળુ દેવા,-એ ઢબ. )

નામ જપું નિત્ય તારૂંરે, સદાય ભોળા;-નામ જપું૦
ગોમતી ઘાટપર આ, ડંકેશ્વર ધામ છે વાહ.
માગું વિભુ ભક્તિ તારી તારીરે;-સદાય ભોળા૦
પ્હેરી છે રૂંઢ માળા, કંઠે છે નાગકાળા.
ભોળા વિભુતીના ભોગીભોગીરે;-સદાય ભોળા૦
અર્ધાંગે ઉમયાજી છે, ગંગા જટામાં વ્હેછે.

શંભૂ ત્રિય નેત્ર ધારી ધારીરે;—સદાય ભોળા૦
ત્રિપુરારી શૈલ બાલા, ઘટઘટમાં વ્યાપ્યા વ્હાલા.
**કેશવ** પ્રભુ જાઉં વારી વારીરે;—સદાય ભોળા૦

**જ્ઞાનેંદ્ર**—(ગોકળીયું રૂડું ગામડીયું, શામાટે ના'વો શ્યામ—એ ઢબ)
ત્રિપુરારી નમું દીલ થકી, ડંકેશ્વર ભોળા શાંબ.—ત્રિપુરારી.
કંઠમેં કાળા, રૂંઢની માળા,
છો ભાંગ ધતુરના ભોગીરે, અવિનાશી ઇશ શાંબ.—ત્રિપુરારી.
વૃષભ સંગા, જટ્ટામાં ગંગા.
ત્રિલોચન ત્રીશુલ ધારીરે, જંગલમાં તારૂં સ્થાન.—ત્રિપુરારી.
વ્યાઘ્રનું અંબર, મૂરતી સુંદીર,
ભોળા વિભુતીને લગાવીરે, શોભો છો ગૌરવાન.—ત્રિપુરારી.
જન્મ મરણનો, ફેરો ટળાવે,
જય **કેશવ**ના દિલરામ નમું, ડંકેશ્વર ભોળા શાંબ.—ત્રિપુરારી.

**ત્યજેંદ્ર**—(કાશી—દિના નાથ દયાળુ નટવર હાથ મારો મુકશો મા—એ ઢબ.)
કરૂણા સાગર ઇષ્ટ ભોળા, જીવને રખડાવશો માં; (૨)
ચોરાસીના ફેરા કરી હું, આવ્યો આ દેહે ફરીને;
આ ભવની માયા મહીં, નીચ જાળમાંહિ જડાવશો ના.—કરૂણા.
વક્તા કે જ્ઞાતા નથી હું, શાસ્ત્ર કે ના વેદ જાણું,
હે ત્રિપુરારી શંકરા, નર્કે મને ગબડાવશો ના.—કરૂણા.
મંત્ર કે ના તંત્ર જાણું, જંત્ર જાણું ના જરાયે;
અલ્પમતિ આ બાલને, એ કાળથી ખવડાવશો ના.—કરૂણા.
ત્રિલોચન ત્રિશૂલ ધારી, **કેશવ** તું લે ઉગારી;

શૈલજાના કાન્ત શિવ આ, જીવને રખડાવશો ના.—કરૂણા.
'હરહર મહાદેવ હર !'

**ડંકેશ્વર** મહાદેવની જય બોલાવી, ઉમા મહેશને પ્રણામ કરતા. કરતા સર્વે ભક્તો બ્હાર આવી મહાદેવની લાવણી ગાવા લાગ્યા.

**સર્વે**— (લાવણી—અસારે ધ્યાન શીવ હરીહરકા—એ ઢબ.)

ગોમતિ તીરે શિવ બીરાજે, શોભા બની છે બહુ સારી;
સુંદર મૂર્તિ ખીલી રહી છે, ડંકેશ્વરની બલિહારી.-ગોમતિ.
જટા જૂટમેં ગંગ બીરાજે, શિરપે ડોલે ફણીવાળા;
અર્ધ ચંદ્ર લલાટે શોભે, કંઠે રૂંઢ તણી માળા.-ગોમતિ.
ડાક ડમરૂને હસ્ત ગ્રહ્યાં છે, ત્રિલોચન ત્રીશુલ ધારી;
આક ધતુરની માળા પ્હેરી, નંદીપર કરતા સ્વારી.-ગોમતિ.
અર્ધા અંગે ઉમયા શોહે, ભસ્મ ધરે છે બંભોલા;
કટી કેશરી ચર્મ ધર્યું છે, ઘુટત ભંગના લે પ્યાલા.-ગોથતિ.
પ્રાતઃકાલે સ્નાન કરાવે, હર હર હર હર હર મ્હાદેવ;
ગાલ બજાવી પ્રસન્ન કરતા, ભક્તજનો કરે શિવની સેવ.-ગોમતિ.
**કેશવ** શિવના દરસન કેરી, તક ચુકો નહિ નરનારી;
એક વાર સહુ દિલથી બોલે, ડંકેશ્વરની બલિહારી.-ગોમતિ.

'**બોલો હરહર મહાદેવ હર** ! આવી રીતે ડંકેશ્વર મહાદેવનું સ્તવન કરતા કરતા કિનારાપર બિરાજી રહેલા ગણપતિ મહારાજને પ્રણામ કરતા, ડાકોરનાથના મંદિરમાં સર્વે ભક્તો આવી પ્હોંચ્યા.

**સર્વે**—(જબકે કલંદર બન બન ફિરકર (કિંવા) નીર્બળ શત્રુ—એ ઢબ.)

ડાકોર નાથ દયાનિધી દેવા, દુઃખ દરશનથી કાપો છો;
વીશ્વમાંહી કો ભક્તિ કરે છે, અવિચળ પદવી આપો છો.

અકળીત ગતિ તારી, પ્હોંચે નહિ મતી મારી;
ધામ ભારી મોક્ષદ્વારી, શોભે બારીને અટારી,
સ્હાય થાજે **કેશવ** હું, ભક્તિ માગું તારી–ડાકોરનાથ.

**' બોલો શ્રી રણછોડરાયકી જય '** શ્રી હરીની જય બોલાવી સર્વે મંડપમાં બેઠા. મંદીરનાં ઝગમગાટ મારતાં સુવર્ણ શિખરો ચળકી રહ્યાં છે. મંદ મંદ પવનથી ફરફરાટ કરતી [જાણે વૈકુંઠપુર સમાન ડંકપુરની નિશાળમાં ઋણછોડ(વા)નું પુર્ણ જ્ઞાન ભણાવવા વિશ્વવિદ્યાર્થીઓને બોલાવતી હોય, તેવી) શ્વેત ધ્વજા સુવર્ણ શિખરની ટોચપર ઉડતી હતી.

આ દહેરૂં જોકે બેઠા ઘાટનું છે; પરંતુ તેનું નકસી કામ તથા બાંધ કામ કોઈ પણ દેવાલયો કે સ્થળોમાં હશે. " આ દહેરૂં તામ્રદેશના રહિશ અમરાંકીત થયેલા ભક્તરાજ શ્રી **ગોપાલનાયક** તામ્રકરે, તન, મન, અને ધનથી મદદ કરી સંવત ૧૮૨૮ ની સાલમાં બંધાવી, તેમાં **રાજન કે રાજમહારાજાધિરાજ શ્રી રણછોડરાય**ને પધરાવી, પોતાનું સુવર્ણ નામ, સદાને માટે શ્રી હરીના શર્ણમાં રાખી ગયા છે.

**' બોલો શ્રી રણછોડરાયકી જય. '**



# શ્રી સપ્ત ભૂમિકા.

**સુજ્ઞ વાંચક મહાશયો!**

અત્રે 'સપ્તભૂમિકા' એ નામનો શબ્દ વિદ્વદ્વર્ગમાં કંઇક શંકા ભરેલો થઇ પડશે. કેમકે '**सप्तभूमिका**' એ એક તત્વજ્ઞાની શબ્દ છે. અને તે તત્વજ્ઞાનનું પૃથક્કરણ કરવું ઘણુંજ કઠીન છે. જેથી સાધારણ જ્ઞાનવાળાઓને તો તે જ્ઞાન સંપાદન કરવાને ઘણી ઘણી જીંદગીઓની, ઘણી ઘણી નિશાળોમાં ઘણા ઘણા સદ્દગુરૂઓ પાસે અભ્યાસ કરવાની જરૂર પડે છે. એટલા માટે જો એકજ જીંદગીમાં, તેમાં એકજ દિવસમાં, વિના મૂલ્યે, વિના પરિશ્રમે, તે સપ્ત ભૂમિકાઓનું જ્ઞાન સંપાદન કરી મોક્ષ પામવું હોય, તો પૂર્ણ શ્રદ્ધાથી શુદ્ધ દિલથી સાક્ષાત પરબ્રહ્મ મહામંગલ સ્વરૂપ શ્રી **રણછોડરાય** પ્રભુના અમૃતમય (સાત સમયનાં) દર્શન કરવાથી તુર્ત મોક્ષપદ પામી શકાય છે. મહારાજાધીરાજ શ્રી રણછોડરાય પ્રભુનાં મંગળમય દર્શનજ મોક્ષદાયીક છે.

એટલા માટે કળીકાળમાં આ સપ્તભૂમિકાઓનું જ્ઞાન દર્શાવ્યું છે. તો દરેક હિંદુભાઇઓ તથા બ્હેનો! વરસમાં એકજ વખત, તેમાં એકજ દિવસ શ્રી **રણછોડરાય** પ્રભુની પૂર્ણ શ્રદ્ધાથી શુદ્ધ દિલથી સાત સમયની મંગળમય ઝાંખી કરી જશો. કદાપિ તે ન બની શકે તો નીચે દર્શાવેલી સપ્તભૂમિકાઓનું અથેતી પઠન કરી જશો. તો પણ યથેચ્છ કલ્યાણનો માર્ગ મળશે.

**સાત સમય**— કવ્વાલી–ગઝલ.

પ્રભાતે મંગળા [1]થાયે, પછી શૃંગાર [2]તો આયે;
પછીથી ગ્વાલ[3]ના થાયે, પ્રભુ ગૌધેનુમાં જાયે. ૧

ધર્યા છે રાજભોગો[૪]ને, પ્રભુ આરોગજો પ્રેમે;
બજાવું તાલ નાદોને, પ્રભુજી આપ પોઢોને. ૨
થયો સંધ્યા સમય જ્યારે, ઉત્થાપન[૫] થાય છે ત્યારે;
પછીથી શયન[૬]નાં થાયે, શ્રી સખડીભોગ[૭]તો આયે. ૩
હ્રદયમાં પ્રીતી તો રાખી, કરો સાતે સમય ઝાંખી;
પ્રભુ કેશવ દિલે સ્થાપી, ઋણોથી મુક્તિ દ્યે આપી. ૪

## ( ભૂમિકા ૧ લી. )

મંગળા:— ( કવ્વાલી–ગઝલ )

પ્રભાતે આપ તો જાગો, મિઠી નિન્દ્રા પ્રભુ ત્યાગો;
કરે પક્ષી મધુર રાગો, દુદંભી વાગીયા નાદો. ૧
કરાવું દંત ધાવનને, ધરાવું દળ તણો લાડુ;
વળી માખન અને સાકર, અથાણું છે પ્રભુ તાજું. ૨
સુમોહન થાળને સુખડી, મિઠું દહિં દૂધને પૂરી;
ધરૂં જળપાનની બીડી, કરૂં શ્રી મંગળા આર્તી. ૩
ઉતારી પાઘ ને વાઘો, સુગંધી તેલ દઉં ચોળી;
પછીથી સુદ્ધ લઇ વારી, કરૂં હું સ્નાન તૈયારી. ૪
ધરીને દીલમાં પ્રીતી, ભણીને વેદની રીતી;
લઇ પંચામ્રતો સારા, ચઢાવું આપને પ્યારા. ૫
સુગંધી કેશરી ચંદન, કરૂં હું આપને મર્દન;
લઇને શુદ્ધ જળ સારૂં, પ્રભુ પ્રેમેજ ન્હવડાવું. ૬

પ્રભુજી વસ્ત્ર બદલાવ્યું, પિતાંબર નાથ પ્હેરાવ્યું;
ધરાવ્યો પાઘને જામો, સદા દિલમાંહ્ય વીરામો. ૭
બલે ઉપવીત તો ધરીયું, તિલક કુંકુમનું કરીયું;
ધરી મોતી તણી શહેરૂં, ઉપરણું શીર તો ધરીયું. ૮
સુગંધી અત્તરો છાંટી, ચડાવું પુષ્પને તુલસી;
મધૂરી શ્યામ છે મૂરતી, કરૂં **કેશવ** પ્રભુ સ્તુતી. ૯
(મંગળ થયેલાં દર્શનદ્વાર ખુલ્યાં.) **બોલો શ્રી રણછોડરાયકી જય.**

પ્રભુને જાગૃત કરી, દંતધાવન કરાવી, પ્રસાદ આરોગાવી, જળ-પાન બિડું ધરાવી, આરતી ઉતારી. પછી વસ્ત્રાભૂષણો ઉતારી, શુદ્ધ જળથી સ્નાન કરાવી, નવાં વસ્ત્રાભૂષણો ધરાવ્યાં.

આ વખતે કેશ્વાનંદ મહારાજ કુટુંબસહ પ્રભુ સાન્નિધ્ય મંડપમાં ઉભા ઉભા સ્તવન કરવા લાગ્યા.

**સર્વ:**–(સ્હાય થજો શેક્ષેશ્વર સ્વામી, ધ્યાન ધરણીધર ધરજોજી–એ ઢબ.)
ડાકોરનાથ દયાનિધિ દેવા, દુઃખ દારીદ્રો હરજોજી.–એ....જી.
શ્યામ સુંદિરાભવ ઋણમાંથી, રણછોડરાયા છોડોજી.–ડાકોરનાથ.
શંખ ચક્રથી શોભિત વ્હાલા, પદ્મ ગદાના ધારીજી.–એ....જી.
મોર મુકુટ શોહે પીતાંબર, શ્યામ મૂર્તિ છે સારીજી.–ડાકોરનાથ.
દેવકીનંદન કંસ નીકંદન, કુબજા મીરાં તારીજી.–એ....જી.
પાંચાળી પત રાખી પ્રભુજી, ભક્ત તણા હીતકારીજી.–ડાકોરનાથ.
રાધે પ્યારી બ્રજની નારી, મારી નયન કટારીજી.–એ....જી.
સોળ્ સહસ્ત્રથી રંગે રમીયા, છતાં થયા બ્રહ્મચારીજી.–ડાકોરનાથ.
જળમાં સ્થળમાં ઘટઘટ વ્યાપ્યા, અકળકળા બહુ તારીજી.–એ....જી.
તુજ પદ મળવા આશ ધરૂં હું, **કેશવ** જાઉં વારીજી.–ડાકોરનાથ.

પ્રણામ કરતા સર્વે ભક્તો નિજ મંદિરમાં આવી, શુદ્ધ દિલથી પ્રભુનાં અલૌકીક મંગળમય દર્શન પવિત્ર હૃદયમાં ઉતારી, ઢીકર જોડી સર્વેએ ( શ્રી ડાકોરનાથનું ) સોડસોપચારી પુજાનું માનસીક અષ્ટક ગાયું.

( સોરઠી—ગઝલ. )

જય વીશ્વપાલક દીનબંધુ, ભકત વત્સલ ઇષ્ટરે,
ભકતો તણી ભીડ ભાંગીને, કાપો સદાયે કષ્ટરે;
માનસ પુજા પ્રભુ આપની, આજે કરૂં હું ખંતથી,
હે ઇષ્ટ ડાકોરનાથ રણછોડ, રાય વન્દું પ્રેમથી. ૧
સુધ્યાન આસન પાદ્ય અર્ધ્ય, આચમનીય અર્પું હું,
પંચામૃતો ઘૃત દૂધ દહીં, મધ સાકરોજ ચડાવું હું;
તિર્થો હીરણ્ય સમુદ્ર ગંગૂ, ગંધોદકોના સ્નાનથી.–હે ઇષ્ટ. ૨
વસ્ત્રો ધરાવું હે પ્રભો, યજ્ઞોપવિતધારણ કરો,
વળી અષ્ટ ગંધી ચંદનોનું, ભાલમાં તિલ્લક ધરો;
જુઈ જાઇના પુષ્પો અને, તુલ્સી ધરૂં રાધાપતી.–હે ઇષ્ટ. ૩
અક્ષત થકીજ ભરી દઉં, અબીલનેજ ગુલાલથી,
ધૂપો અને દીપો કરી, નૈવેદ્ય પીરસ્યું છે અતી;
અમૃતતણું જળપાન લ્યો, જમી કેશવ કમળાપતી.–હે ઇષ્ટ. ૪
મૂર્તી મધુરી પદ્મધારી, શંખ ચક્રને ગદા,
ભકતો તણા કષ્ટો ઘણા, કાપે પ્રભુ તું સર્વદા;
બિડું પાન લ્યો કસ્તૂરીને સહ, લવીંગને એલાયચી.–હે ઇષ્ટ. ૫
કર્પૂર નીરાંજન કરી, પ્રદીક્ષણા પ્રેમે ફરૂં,
સાચા પ્રભુ શ્રી શ્યામળા, સાષ્ટાંગ દંડવત્ત હું કરૂં;
શાસ્ત્રોકત મંત્રોને ભણી, હેતે ધરૂં પૂષ્પાંજલી.–હે ઇષ્ટ. ૬

સુગંધમય પુષ્પોતણો, ઝુલો કર્યો બ્હેકે અતી,
પોઢો પ્રભુજી આપને, હીંચોળું હું લક્ષ્મીપતી;
તુજ ગાન તાલ મૃદંગમ,ાં ગાઉં અતી ઉલ્લાસથી.–હે ઈષ્ટ. ૭
અષ્ટક પ્રભુ આ આપનું, કો જન મુખથી જો ભણે,
ડાકોરના રણછોડજી, પાપો બધાં તેહનાં હણે;
માનસ પુજા પ્રભુ આપની, માની લીયોને હે દેવ,
આ નાશમય સંસારમાં, શાંહું ચહું છું કેશવ.— ૮

(પછી માનસીક આરતી ગાઈ.)

## (આરતી.)

જય જય જગ ત્રાતા, પ્રભુ, જય જય જગ ત્રાતા;
વીશ્વવિષે વીખ્યાતા (૨), ગુણ તારા ગાતા.—જયદેવ જયદેવ.
સુંદિર શ્યામ સ્વરૂપ, ચાર ભુજા ધારી;—પ્રભુ ચાર૦
શંખ ચક્ર દ્વીહસ્તે (૨), પદ્મ ગદા ભારી.—જયદેવ જયદેવ.
પીતાંબર પહેર્યું, મયુર મુકુટ ધરીયો,—પ્રભુ મયુર૦
રત્ન કનકનાં કુંડળ (૨), પગમાં ઝાંઝરીયો.—જયદેવ જયદેવ.
કંઠે મુક્તા હાર, રત્ન જડીત્ર સારા;—પ્રભુ રત્ન૦
વેઢ વીંટી બાજુબંધ (૨), હસ્ત વિષે પ્હેર્યાં.—જયદેવ જયદેવ.
કુમકુમ તીલક ભાલ, પુષ્પતણી માળા;—પ્રભુ પુષ્પ૦
જરકશી જામો શોહે (૨), શ્યામ સુંદિર કાળા.—જયદેવ જયદેવ.
અકળકળા ન કળાય, અકળીત તુજ માયા;—પ્રભુ અક૦
તૃષ્ણામાંહી તણાયા (૨), જાણી નહિ માયા.—જયદેવ જયદેવ.
ડાકોર નાથ વિભુ, ગુણ અગણીત તારા;—પ્રભુ ગુણ૦

આ ભવનાં સહુ પાપો (૨), નષ્ટ કરે મારાં.—જયદેવ જયદેવ.
રણછોડરાયની આરતી, જે ભાવે ગાશે;—પ્રભુ જે ભાવે૦
**કેશવનાથ** પ્રભુને (૨), શરણે તે જાશે, મોક્ષ પદી થાશે.—
જયદેવ જયદેવ જય જય જગ.

પ્રણામ કરતા સ્તવન કરતા સર્વ ભક્તો નિજમંદિરમાંથી બ્હાર આવી મંડપમાં બેઠા. ( દર્શનદ્વાર મંગળ થયાં. ) **બોલો શ્રી રણછોડરાયકી જય.**

---

## ભૂમિકા ૨ જી.

---

**શૃંગાર—** ( કવ્વાલી-ગઝલ. )

પુરી દહીં ચોપડાં સારાં, સુમાખન મીસરી વાળાં;
શિરો દુધશાક તો કોરાં, અથાણા છે પ્રભુ તાજાં. ૧
સુમોહન થાળ દળલાડુ, બદામી ચીજનો શીરો;
જમી જળપાન લ્યો બીડું, પ્રભુજી આપ શૃંગારો. ૨
મણી માણેકનો જડીયો, મુકુટ સુવર્ણનો જડીયો;
ઘુઘળીયાળોજ કંદોરો, વળી મોતી તણો તોરો. ૩
ધરી શીર પેચ ને કતરો, ધરી મોતી તણી શહેરો;
મણી મુક્તા તણા હારો, ઝરી જામો પ્રભુ ધાર્યો. ૪
બિંટીઓ હસ્ત બાજુબંધ, કરણ લટકાવીયાં કુંડળ;
કૃપાળુ શ્યામળા સુંદિર, સુધારો આ હ્રદય મંદિર.
ચિબુખ અલ્કાવલી બેસર, મુકુટ તો કાચની ફક્કડ;
ધરાવું હેમનું છત્તર, ગુલાબી છાંટી દઉં અત્તર. ૬

ધર્યાં હસ્તે કડાં પ્હોંચી, મુખાકૃત છે સદા હસ્તી;
સુવર્ણ મોહમય બઉંસી, હૃદય મંદીરમાંજ વસી. ૭
ગળામાં ગુલ્છડી ભારી, પ્રભુ છો લક્ષ્મી વિહારી;
વળી વેણી તમે ધારી, ધરી છે ડામણી સારી. ૮
મુર્તિયાં શ્યામ છે સારી, ચક્ર પદ્મ ગદા ધારી;
ઉતારૂં આરતી તારી, જઉં **કેશવ** પ્રભુ વારી. ૯

( મંગળ થયેલાં દર્શન દ્વાર ખુલ્યાં ) **બોલો શ્રી રણછોડરાયકી જય.**

પ્રભુને જરીનાં રેશમી વસ્ત્રો તથા નીલમ, માણેક, મોતી, સુવર્ણના હીરા જડીત્ર આભૂષણોથી આભૂષીત કરી, પ્રસાદ આરોગાવી, જળપાન બીડું ધરાવી આરતી ઉતારી. ( દર્શનદ્વાર મંગળ થયાં ) **'બોલો શ્રી રણછોડરાયકી જય.'**

---

## ભૂમિકા ૩ જી.

---

વ્યાસ— ( કવ્વાલી–ગઝલ )

પુરીને દળ તણો લાડુ, ધર્યાં દુધશાક ને શીરો;
જમી જળપાનનું બીડું, પ્રભુ શર્મેજ આરોગો. ૧
(માનસીક) પધારો આપ ધેનુમાં, બજાવો 'સામ' વેણુમાં;
સહુ ગોપી ગણો જનમાં, સિધાવો બીંદરાવનમાં. ૨
કરો શ્રી કૃષ્ણજી લીલા, તુલાવી તેં ગીરી શીલા;
રમાડયો સર્પ તો કાલી, રમ્યા છો રાસ વનમાલી. ૩
સુણીને બઉંસરી તારી, ભુલી સૈ ભાન વ્રજનારી;
લુંટાવી વાટ મહિયારી, કરી રાધા તણી યારી. ૪

યશોદા નંદના લાલા, મહીડાં ચોરને વાલા;
વસૂદે 'દેવકી વ્હાલા, દુઃખીનાં' દુઃખ સહુ ટાળ્યાં. ૫
કર્યા બહુ શૌર્યનાં કામો, વીદાર્યો કંસજી મામો;
ભગત દિલ્લમાંહ્ય વીરામો, કરો અમ્મર પ્રભુ નામો. ૬
પ્રભુ ગૌધેનુને ચારી, થઈ મધ્યાન તૈયારી;
પધારો નગ્ર ગિરીધારી, જઉં કેશવ બલિહારી. ૭

(મંગળ થયેલાં દર્શન દ્વાર ખુલ્યાં.) **બોલો શ્રી રણછોડરાયકી જય.**

પ્રભુને પ્રસાદ આરોગાવી, જળપાન બીડું ધરાવી, પુષ્પોની માળા ધરાવી (માનસીક) ગાયો ચારવા જવાની તયારી કરી.

( દર્શનદ્વાર મંગળ થયાં ) **બોલો શ્રી રણછોડરાયકી જય.**

**( ગોપીઓનો બંસી વીરહ.)–( પીરસેલી થાળી ઠેલી–એઢબ)**

બઉંસી બજાવે કાનો, મુરલી બજાવે કાનો;
ચીર્યાં ચિતડાં ચરરરરરર.—બઉંસી૦

( સાખી. )

યમુનાજી કે ઘાટપે, ધેનુ ચરાવે કાન;
મોહ્યા સઘળા દેવતા, બૌંસીમાં ગુલ્તાન.
બઉંસી બજાઇ સારી, સારી....ઘૂઘરીયાળી;—ચીર્યાં૦

( સાખી. )

થઈ છે વેરણુ મીઠડી, ઉઠી અર્ધી રાત;
થઇઉં છીએ સહુ ઘેલડી, મૂકયો પીઉ સંગાથ.
રઢીયાળા રઢ લાગી, રઢ લા...ગી ભીડ ભાગી.—ચીર્યાં૦

( સાખી. )

આવો વ્હાલા આવજો, જોઇએ સઘળાં રાહ;
યમુનાજીનો કાંઠડો, લાગે ઉનો દાહ.
વ્રજ વાટ લાગે ખારી, ખારી....વળી અકારી;—ચીર્યા.

( સાખી. )

મધુરી તારી મૂરતી, લાલ કનૈયા કાન;
મોહક તારી બઉંસરી, ભૂલાવ્યાં છે ભાન.
**કેશવ** કૃપાળુ આવો, મુખડું....રસીકડું બતાવો;—ચીર્યા૦

## ભૂમિકા ૪ થી.

રાજભોગ— ( કવ્વાલી–ગઝલ. )

" પ્રભુ ગૌધેનુને ચારી, પધાર્યા નગ્ર ગિરિધારી; "
ભર્યું છે શુદ્ધ તો વારી, કરાવું સ્નાન મોરારી. ૧
ધરાવું શ્વેત તો અંબર, ચઢાવું પુષ્પ તુલસી દલ;
પ્હેરાવું વસ્ત્ર આભુષણ, વળી છે કર્ણમાં કુંડલ. ૨
બીછાવું કનકનો બાજઠ, ધરૂં ચોતર્ફ અંતરપટ;
ધરાવું હેમની થાળી, ભરી શુદ્ધોદકે ઝારી. ૩
બનાવ્યું ચૂરમું વ્હાલા, વડાં બે શાક તો સારાં;
અથાણા પાપડો તાજા, સુગંધી ભાત છે ઝાઝા. ૪
ઘઉંને ઘી તણી પોળી, બનાવી ખીચડી રૂડી;
કર્યો દુધપાક ખંતેથી, કઢીને દાળ તો છુટી. ૫

જગતના રાજ્યના રાજા, જમો રણછોડજી રાજા;
મહારાજા ચધીરાજા, તમો ડાકોર બીરાજ્યા. ૬
જમી જળ પાન લ્યો બીડું, ઉતારૂં આરતી વ્હાલા;
પછી પ્રેમેજ પોઢાડું, જપું **કેશવ** પ્રભુ માલા. ૭
(મંગળ થયેલાં દર્શન દ્વાર ખુલ્યાં) **'બોલો શ્રી રણછોડરાયકી જય.'**

પ્રભુને પ્રસાદ આરોગાવી, જળપાન બીડું ધરાવી આરતી ઉતારી પછી શ્રી **રણછોડરાયકી** જય બોલાવી કેશ્વાનંદ મહારાજ કુટુંબ સહ પ્રભુની સાનીધ્યમાં ઉભા રહી હાથજોડી સ્તુતી કરવા લાગ્યા.

**કેશ્વાનંદ—શિવાનંદ**—(ગોકળીયું રૂડું ગામડીયું શા માટે—એ ઢબ.)

વ્રજલાલા વ્હાલા શામળીયા, ડાકોર મહારાજ (૨)
ગોમતિ ઘાટપર આ, શોભે હળધરના વીરા;
ચત્રુભુજ મુરતી રાયા, ડાકોર મહારાજ.—વ્રજલાલા૦
પ્હેર્યું પીતાંબર, મૂકુટ સુંદિર;
છે અકળીત તારી માયા, ડાકોર મહારાજ.—વ્રજલાલા૦
અધમ ઉદ્ધારણ, ભવજળ તારણ;
ભજી લ્યોને રણછોડ રાયા, ડાકોર મહારાજ.—વ્રજલાલા૦
કૂંજ વિહારી, ગિરિવર ધારી;
પડું **કેશવ** તોરે પાયા, ડાકોર મહારાજ.—વ્રજલાલા૦

**ભક્તબાલિકા**—( શ્રી રામચંદ્ર રઘુવીર—એ તર્જની ઢબ. )

શ્રી કૃષ્ણ ચંદ્ર બળવીર,
શ્રી રાધાપતી (૨)
મુરતીરે....મમ દિલ હરનારી, બઉંસી વાલા કાનજી;
યમુનાને કાંઠે વ્હાલા, ખેલંતા છેલ છોગાળા;

મુખ બઉંસી બજાવી, જગના પતી (૨)—મુરતીરે૦
અરધીએ વેરણ વાગી, ગોપી દિલ અગની લાગી,
ચિત્ત હરીયું રાધાનું, ભૂલી મતી (૨)—મુરતીરે૦
દહાડે નીત્ય ફળીયે આવી, માખન લીધાં લુંટાવી;
છળ કપટી કાનુડા, ન લાજે રતી (૨)—મુરતીરે૦
નંદ યશોદાલાલા, **કેશવ** કરૂં છું હું કાલા;
ઘટઘટમાં વ્યાપીરો', કમળાપતી (૨)—શ્રી કૃષ્ણચંદ્ર૦

**જ્ઞાનેંદ્ર—ત્યજેંદ્ર**—(મારા તનમાં મનમાં ભર્યો છે ર્યો છે—એ ઢબ.)

ધરૂં દિલ વિષે તુજ શામળી મૂરત, ઇશ્વરા ડાકોરનાથ (૨)
ભક્તિ આપો રણછોડજીરાય (૨), વન્દીયે જોડી હાથ-ધરૂં૦
પાપ અમારાં માફ કરે તું, પૂરા કરે મન કોડ—(૨)
**કેશવ**નાથ દયાનીધી પાલક (૨), જય જય શ્રી **રણછોડ**-ધરૂં૦

**ભમતારામ—શેઠ—**

(સોરઠ—તુંતો ન્યારો રહીને ખેલે છે (કિંવા) ગોવીંદ જાણ્યા—એ ઢબ.)

વ્હાલા કર ગ્રહિ પાર ઉતારો, આ સંસારથીરે (૨)
કામ ક્રોધ મદ મોહ લોભમાં, મચી રહ્યા વ્યવહાર મોહમાં.
સ્મર્યાં નહિ વ્હાલા તુજને આ જીભથીરે—વ્હાલા૦
અમૂલ્ય માનવ દેહ મળ્યો છે, મીથ્યા માયામાં ખોયો છે;
ભક્ષ થવાશે 'મારૂ" કરીને કાળથીરે.—વ્હાલા૦
માત તાત સુત ભગિની વળગી, ભક્તિ તારી કરી છે અળગી;
વૈભવમાં તુજ નામ સુણ્યું ના કર્ણથીરે.—વ્હાલા૦

સારાં સારાં ભોજન ખાધાં, તુજ સ્મરણની લીધી બાધા;
કર્યા નહિ સદ્દકૃત્યોરે, આ દેહથીરે.—વ્હાલા૦
મારૂં તારૂં મીથ્યા કરીને, ભટકયા આ ભવમાંહ્ય ફરીને;
જૂઠાં સુખમાં બાજી ખોઈ હાથથીરે—વ્હાલા૦
હે વ્હાલા નીંદ્રાને ત્યાગી, ઝબકી આજ રે જોયું જાગી;
સ્વપ્ન સમું સંસાર બધું છે સ્વારથીરે.—વ્હાલા૦
અલ્પજ્ઞાની છીએ બાળક વ્હાલા, સુણજે **કેશવ** રે તું કાલા;
'તારો' આ ભવમાંથી જગ્તનાથજીરે—વ્હાલા૦

સર્વ ભકતોની આવી હૃદયીક સ્તુતી થઇ રહી. તેવામાં પાવડી મોજડી ધરાવી પ્રભુને પોઢાડ્યા.

(દર્શનદ્વાર મંગળ થયાં)—'**બોલો શ્રી રણછોડરાયકી જય.**'

કેશ્વાનંદ મહારાજ કુટુંબસહ પ્રભુસ્તવન કરતા કરતા મંદિરની બહાર આવ્યા. દરવાજાના નાકાપરના એક ધાર્મિક* વૈશ્નવ ભક્તની દુકાનેથી જોઇતી સામગ્રી લઇ સર્વ નિવાસ પ્રત્યે આવી પહોંચ્યા. રસોઇ તૈયાર કરી, ઠાકોરજીને પ્રસાદ ધરાવી, સર્વ ભકતો પ્રસાદ લઇ તૃપ્ત થયા.

**ભમતારામઃ**—મહારાજ શ્રી ! હવે અમો અમારા ગ્રામ પ્રત્યે જવાની રજા માગીએ છીએ. તે પહેલાં આપનો સંપૂર્ણ ઉપકાર માનીએ છીએ કેઃ—અમારા જેવા અલ્પજ્ઞાની મનુષ્યોને આમ તેમ ગોથાં ખાતાં અટકાવી, સત્ય માર્ગ દર્શાવી આપ્યો છે. આપના સદ્દુપદેશથી અને સાક્ષાત **પરબ્રહ્મ** મહામંગલ સ્વરૂપ શ્રી **રણછોડરાય**ના અલભ્ય અલૌકીક દર્શનથી અમારૂં હૃદય પવિત્ર અને સાફ થઇ ગયું છે.

* આ તીર્થક્ષેત્રમાં 'બહેચરલાલ મોતીલાલ' નામે વૈશ્નવ ભક્ત પોતાના દેહાત્માનું યથેચ્છ કલ્યાણ ઇચ્છી પ્રમાણીકપણે વ્યાપાર (નેસ્તી) કાર્ય ચલાવે છે.

" અરે મારા હિંદુભાઇઓ તથા બ્હેનો ! તમો તમારા વડિ-
" લોના માન્ય ધર્મમાં પ્રવૃત રહી, નિષ્કામપણે સાકાર દેવની પૂર્ણ
" ભક્તિ કરો કે જેથી નિરાકાર દેવનું જ્ઞાન જલદીથી પ્રાપ્ત થાય,
" અને જન્મ મરણનો ફેરો ટળી જાય. પરંતુ જો સ્વધર્મ પર છીણી
" મુકી કર્મવ્યવહાર કરતા છતા નિરાકારની માન્યતા કરી ' અહંબ્ર-
" હ્માસ્મી 'ના ખોટા ડોળમાં તણાઇ જઇ જીંદગી ગુમાવશો તો અવસ્ય
" આ મહાભવ સાગરમાં આમતેમ ગોથાં ખાતાંજ રહેશો. માટે સા-
" કાર દેવમાં તલ્લિન થાઓ કે નિરાકાર દેવનું સત્યજ્ઞાન જલદીથી
" થાય ' કહો કે મોક્ષ થાય. '

**શેઠ:**—મહારાજશ્રી ! હું પણ મારા વડિલોનાં માન્ય ધર્મપર છીણી મુકી મારૂં મન અન્ય ધર્મમાં અથડાવતો હતો, તે આપના સત્સંગથી અને શ્રી હરીના અલભ્ય દર્શનથી હવે સ્વધર્મપર એકનીષ્ટા વાળો થયો છું.

**બંને:**—( હાથ જોડી ) અમો અંત:કરણથી આશિર્વાદ આપીએ છીએ કે;–પરમાત્મા આપનું સદા સર્વદા કલ્યાણ કરો, અને અમારા જેવા અથડાતા, અર્ધદગ્ધ ' અહંબ્રહ્માસ્મીઓ 'ને સદુપદેશથી સત્ય માર્ગ દર્શાવી સંસારમાં પરમાર્થીક કાર્ય કરી અમ્મરાંકિત થાઓ. એવી શ્રી હરી પાસે અમો વીનંતી કરીએ છીએ.

**કેશ્વાનંદ:**—ભાઇઓ ! આપનું કલ્યાણ થાઓ. હવે સુખેથી તમો તમારા ગ્રામ પ્રત્યે સિધાવો. અને ત્યાં સ્વધર્મમાં એકનિષ્ટ રહી. અન્ય અલ્પજ્ઞ પ્રાણીઓને પણ નિજધર્મમાં એકનીષ્ટ રહેવાને યથામતિનુસાર બોધ આપી, વર્ષમાં એકાદ બે વખત સગાં સ્નેહી મીત્રમંડળ સહ, શ્રી રણછોડરાયની અલભ્ય ઝાંખી કરી ' ઋણ–છોડ ' એ પવિત્ર નામનો યાવત જીવન પર્યંત જાપ જપ્યા કરજો કે જેથી તમારા દેહાત્માનું જલ્દીથી કલ્યાણ થશે.

**બંને:**—જેવી આજ્ઞા (પ્રણામ કરી) **"બોલો શ્રી રણછોડરાયકી જય."**

જે સાકાર દેવ પ્રત્યે નાસ્તીક મનોવૃત્તિઓ વાળા હતા, તે કેશ્વાનંદ મહારાજના સત્સંગથી આસ્તીક મનોવૃત્તિવાન થઈ શ્રી રણછોડરાયની જય બોલાવતા બોલાવતા **ભ**મતારામ અને શેઠ ત્યાંથી સ્વગ્રામ પ્રત્યે વિદાય થયા.

સાયં સંધ્યાનો વખત થયે, સંધ્યા કર્મથી પરવારી, કેશ્વાનંદ મહારાજ સ્વકુટુંબસહ દર્શનાર્થે શ્રી હરીના મંદીરમાં આવ્યા.

# ભૂમિકા-૫ મી.

**ઉત્થાપન—** ( કવ્વાલી—ગઝલ. )

પ્રભુ નિન્દ્રા તમો ત્યાગો, થયો સંધ્યા સમય જાગો;
ધરૂં બંટો અને મેવો, પ્રભુ પ્રેમેજ આરોગો. ૧
જમી જળપાનનાં બીડાં, ધરાવું પુષ્પની માલા;
ઉતારૂં આરતી વ્હાલા, કનૈયા કૃષ્ણજી કાળા. ૨
પ્રભુ પ્રલ્હાદ ઉગાર્યો, હિરણ્યાકશ્યપ સંહાર્યો;
શિવે સ્ત્રી વેષ તો ધાર્યો, તમારો ક્રોધ ઉતાર્યો. ૩
પ્રભુ જય કુંજવીહારી, પ્રભુ જય જય ગીરીધારી;
ગરૂડપર આપની સ્વારી, જઉં **કેશવ** પ્રભુ વારી. ૪

(મંગળ થયેલાં દર્શન દ્વાર ખુલ્યાં.) **'બોલો શ્રી રણછોડરાયકી જય.'**

બંટાનો લાડુ, મેવો, વીગેરે પ્રસાદ આરોગાવી, જળપાન બીડું ધરાવી, પુષ્પની માળા ધરાવી, પ્રભુની આરતી ઉતારી.

( દર્શનદ્વાર મંગળ થયાં. ) **'બોલો શ્રી રણછોડરાયકી જય.'**

# ભૂમિકા–૬ ઠ્ઠી.

**શયનઃ—** ( કવ્વાલી–ગઝલ. )

ભરી દૂધ દેગડા ધરીયા, વળી પૂરી અને ભજીયાં;
કઠોળો ગાંગડી શીરા, અથાણાં શાક છે કોરાં. ૧
ધરૂં જળપાનની બીડી, ઉતારૂં આરતી તારી;
સુવર્ણ સર્વ ઉતારી, દઉં પૂષ્પેજ શૃંગારી. ૨
સુગંધી પૂષ્પનો બનીયો, ધરાવું આપને તનીયો;
મુકુટ તો કાચની ધરીયો, વળી જામો ફુલે ભરીયો. ૩
ધાર્યો મલ્કાચ્છ ટીપારો, કલી ગૂંથેલ કંદોરો;
વળી શીરપેચ ને કતરો, કલી પૂષ્પો તણી શહેરો. ૪
ગુલાબી પૂષ્પનો ભરીયો, કીરિટ મૂકુટ પ્રભુ ધરીયો;
ફુમાલો શ્વેત પીંછાએ, કલીની ચંદ્રીકા તોરો. ૫
કડાં પ્હોંચીજ બાજુબંધ, કરણ છે પૂષ્પનાં કુંડલ;
ધરી પ્રભાવલી સુંદીર, કર્યા છે પૂષ્પ આભુષણ. ૬
ચિબુખને નાકમાં બેસર, પગે ડોલર તણી ઝાંઝર;
કૃપાળુ શ્યામળા સુંદીર, મધૂરી મૂર્તિયાં મનહર. ૭
છડી શીષ ફૂલ ને વેણી, ધરી છે ડામણી ઝીણી;
ભરી પૂષ્પો થકી મુરલી, રહી અલ્કાવલી ઝૂલી. ૮
ગુલાબી પૂષ્પનું ભરીયું, ઉપરણું શીર તો ધરીયું;
ભરી પૂષ્પોતણી કલીયું, તિલક કુંકૂમનું કરીયું. ૯
સુગંધી પૂષ્પની માલા, ધરો વનમાલી વનમાલા;
કનૈયા નંદના લાલા, કરૂં **કેશવ** પ્રભુ કાલા. ૧૦

(મંગળ થયેલાં દર્શનદ્વાર ખુલ્યાં.) **'બોલો શ્રી રણછોડરાયકી જય.'**

પ્રભુને પ્રસાદ આરોગાવી જળપાન બીડું ધરાવી, આરતી ઉતારી પછી વસ્ત્રાભુષણ ઉતારી સુગંધી પુષ્પના આભ્રણોથી પ્રભુને શૃંગાર્યા.

( દર્શનદ્વાર મગળ થયાં ) **બોલો શ્રી રણછોડરાયકી જય.**

ફરી કેશ્વાનંદ મહારાજે શ્રી રણછોડરાયની જય બોલાવી મંડપમાં બેઠેલા સ્ત્રી પુરૂષોને નીચેનાં ભજનો ગવરાવ્યાં.

**કેશ્વાનંદ:—**

( વૃદ્ધ સ્ત્રી પુરૂષો પ્રત્યે )–( ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ ઢબ. )

વિશ્વ વિષે વિખ્યાતા હે વિશ્વંભરા;
જગ જીવન અમ ટાળો જગનાં પાપજો.—વિશ્વ૦
સ્નાન કર્યું પ્રીતેથી ગોમતી ઘાટમાં;
પૂજન અર્ચન પ્રીતે કર્યાં દરસનજો.—વિશ્વ૦
બાલ અવસ્થા રમ્મત ગમ્મતમાં ગઈ,
યુવનાવસ્થા અંધ વિષયમાં જાયજો.—વિશ્વ૦
વૃદ્ધ અવસ્થા માંહી હવે તો આવીયાં;
કમ્પીત દેહે થાય નહિ કંઇ કામજો.—વિશ્વ૦
પુત્રને પૂત્રી પ્રાપ્ત થયાં છે માહરે;
ધન્ન ભર્યું છે સ્વાર્થ તણા ગ્રહ માંહ્યજો.—વિશ્વ૦
સર્વ સગાંઓ સ્વારથી ન્યાત કુટૂંબીમાં;
મારૂં કહી સૌ સાથે બાંધ્યું વૈરજો.—વિશ્વ૦
સ્વાર્થી સગાંઓ કે'છે સહુ ખાવા તણા;
કરશે તે ભોગવશે એ સિદ્ધાંતજો.—વિશ્વ૦

ગાન પ્રભુ તુજ ગાઈએ દિલના ખંતથી;
હવે અમો સહુ જઈએ સહુના ઘેરજો.—વિશ્વ૦
મૂર્તિ મધૂરી શ્યામ સુંદિર મન રાખીશું;
મૂખે જપશું નીત્યે તારૂં નામજો.—વિશ્વ૦
આ ભવ તો અમે વ્યર્થ ગુમાવ્યો છે પ્રભુ;
પરભવ માંહિ ભક્તિ તમારી આપજો.—વિશ્વ૦
ડાકોરના દિનનાથ પ્રભુ રણછોડજી,
**કેશવ** જાચું તુજને વારંવારજો.—વિશ્વ૦

**શિવાનંદઃ—**

( તરૂણ સ્ત્રી પુરૂષોને )—( રામ લક્ષ્મણ વનમાં સીધાવંતા—એ ઢબ. )

દીનાનાથ દયાળુ દયા કરો;
કીધાં કૃત્ય કનિષ્ટ અમાપ, ટાળો સહુ પાપ, ઉગારો આ ભવ થકી.
જગજાળ છોડી અમો આવીયાં;
તુજ ગોમતી છે મસતાન, પ્રીતે કર્યું સ્નાન, ઉગારો આ ભવ થકી.
પ્રદક્ષીણા કરી શુભ ગામની;
પ્રભુ આજ થઈ લીલા લ્હેર, જઈએ અમઘેર, ઉગારો આ ભવ થકી.
પ્રભુ પાવન કરજોને આંગણું;
પ્રીતે પૂજીશ દીનદયાળ, છોડી જગજાળ, ઉગારો આ ભવ થકી.
કરી રસોઈ થાળ પ્રભુ ધરૂં;
હિંચોળે ઝુલાવું ભગવાન, કૃપાળુ નિધાન, ઉગારો આ ભવ થકી.
મૂર્તિ આપની મનમાંહિ રાખીશું;

સુંદીર શ્યામ ચતુરભુજાય, રણછોડરાય, ઉગારો આ ભવ થકી.
વારંવાર પ્રભુ અમો વન્દીયે;
ક્ષમા કરજોજી **કેશવનાથ**, જોડીયે દ્વીહાથ, ઉગારો આ ભવ થકી.
દીના નાથ દયાળુ દયા કરો—

**જ્ઞાનેંદ્ર—ત્યજેંદ્ર—**

(લઘુ બાલક બાલિકાને) (પ્રગટયા શ્રી કૃષ્ણ મન ભાવતા—એ ઢબ.)
અસો મહિનાની પૂર્ણિમારે લોલ (૨);
આવ્યાં તે ડાકોર ધામ જો.—નમીયે શ્રી ડાકોરનાથનેરે લોલ.
નાહ્યા તે ગોમતી ઘાટમાંરે લોલ (૨);
પ્રીતે પૂજ્યા ભગવાનજો.—નમીયે શ્રી ડાકોરનાથનેરે લોલ.
શંખ ચક્રને ગદા પદ્મનેરે લોલ (૨);
હેતે ધરીયાં છે કરમાંહ્યજો.—નમીયે શ્રી ડાકોરનાથનેરે લોલ.
કાને કુંડળ બહુ શોભતાંરે લોલ (૨);
માથે મુકૂટ મણી હારજો.—નમીયે શ્રી ડાકોરનાથનેરે લોલ.
પ્હેર્યું પીતાંબર શામળેરે લોલ (૨);
કુંકૂમ તીલક ભાલજો.—નમીયે શ્રી ડાકોરનાથનેરે લોલ.
લઇએ પ્રભુજીને ઓવારણાંરે લોલ (૨);
ધરીયે મન સુંદીર શ્યામજો.—નમીયે શ્રી ડાકોરનાથનેરે લોલ.
ભક્તો તણાજ પ્રતીપાલછોરે લોલ (૨);
**કેશવ** કૃપાળુ ઋણછોડજો—નમીયે શ્રી ડાકોરનાથનેરે લોલ.

આ વખતે ભક્તબાલિકાએ મંડપમાં બેઠેલા દરેક મનુષ્યોને, (અત્રે) શ્રી હરીના દરબારમાં ઉજવાતા **'બારમાસના ઉત્સવો'** ગવરાવ્યા.

**ભક્તબાલિકા—**

( ગરૂડે ચડી આવજો ગીરીધારી–એ ઢબ. )

કહું દર વર્ષની ઉજીયારી (૨), કરજો સ્હાય ગીરીવર ધારી;—કહું૦
પૂરી દ્વારામતી ત્યજી આવે (૨), ભક્ત **બોડાણો** પ્રેમેથી લાવે;
રણછોડ પ્રભુ મન ભાવે.—દાદાજીના વર્ષની૦
આવ્યો **કારતક** માસ રૂપાળો (૨), અન્નકોટ ભરાય છે સારો;
ભાઇબીજનો દિન ઉજીયારો.—વાલમજીના વર્ષની૦
આઠમ ગોપ તણી ઉજવાયે (૨), પ્રબોધીની એકાદશી આવે;
પુર્ણિમાયે શ્રીરંગ (દ્વારિકાથી) પધારે.—કૃષ્ણજીના વર્ષની૦
**માગસર** માસ આવ્યો મલકાતો (૨), શુભ સપ્તમીના દિનમાં તો;
ગોકુળ નાથનો ઉત્સવ થાતો.—મોહનજીના વર્ષની૦
વદી નોમ તણો દિન જ્યારે (૨), વીઠ્ઠલ નાથનો ઉત્સવ ત્યારે;
ધન સંક્રાંતી દોડતી આવે.—કનૈયાના વર્ષની૦
પ્રભુ શ્યામ વસ્ત્રોથી શોભાયે (૨), મિષ્ટ ખીચડી ભોગ ધરાયે;
મકર સંક્રાંતિ **પોષમાં** થાયે.—વ્હાલાજીના વર્ષની૦
**માઘ** માસ આવ્યો મદમાતો (૨), વસંત પંચમી દિન ઉજવાતો;
પુર્ણિમાએ દાંડો રોપણ થાતો.—માધવજીના વર્ષની૦
વદ પંચમી છે રઢીઆળી (૨), મંદીરે બિરાજ્યા વનમાલી;
શ્રીજી ઉત્સવ સાતમે ભારી.—મુરારીના વર્ષની૦
**ફાલ્ગુન** પુનમ હુતાસનિ આવે (૨), પડવે ડોળ ઉત્સવ ઉજવાયે;
રંગ પાંચમે મંદિર ધોવાયે.—ગોવીંદજીના વર્ષની૦
આવ્યો **ચૈતર** ચકડોળે ચડતો (૨), પડવે સંવત્સર ઉત્સવ થાતો
રામનોમનો દિન ઉજવાતો.—દિલ્હરામના વર્ષની૦

વદી એકાદશી આવી જ્યારે, (૨) શ્રી આચાર્ય મહાપ્રભુ(નો)ત્યારે;
તીથી ઉત્સવ તે દીન થાયે.—પ્રભુજીના વર્ષની૦
આવ્યો **વૈશાક** વન્ન વીહારી (૨), અક્ષય ત્રીજ બની ઉજીઆરી;
ધરે ચંદન અંગીરી ધારી.—કૃષ્ણજીના વર્ષની૦
દુધ ભાત સામગ્રી ધરાયે (૨), ગંગા સપ્તમી ઉત્સવ થાયે;
નરસીંહ જયંતી ઉજવાયે.—નૃસિંહજીના વર્ષની૦
**જેઠ** માસ આવ્યો ઝગમગતો (૨), ગંગા યમુનાનો સંગમ થાતો;
યમુના દશમીનો દિન ઉજવાતો.—ભુધરજીના વર્ષની૦
પુર્ણીમા તણો દિન્ન થયો જ્યારે (૨), જ્યેષ્ટા નક્ષત્ર હોય છે ત્યારે;
કેશર સ્નાન પ્રભુને કરાવે.—ત્રીકમજીના વર્ષની૦
**અષાડ** માસ આકાશેરે ગાજ્યો (૨), બીજે યાત્રા તણો રથ ચાલ્યો;
કસુંબા છઠ દિન ઉજવાયો.—લાલાજીના વર્ષની૦
દેવ શયનાં એકાદશી સારી (૨), પડવે ઝુલે હીંચે ગીરીધારી;
હરીઆળી અમાસ રૂપાળી.—વિઠ્ઠલજીના વર્ષની૦
**શ્રાવણ** માસ શ્રવણ કરો સહુએ (૨), ઠકુરાણીનાં ત્રીજ કહુંરે;
પવીત્રા એકાદશી હું લહુંરે.—વીશ્વંભરના વર્ષની૦
પૂર્ણિમાએ રક્ષા બંધ(ન) થાયે (૨), જન્મ અષ્ટમી દીન ઉજવાયે;
પ્રભુ પારણું છઠ્ઠી ઝૂલાયે.—શ્રીરંગના વર્ષની૦
**ભાદરવે** ભય કાપે મુરારી (૨), રાધા અષ્ટમી થઇ ઉજીયારી;
દાણ એકાદશી છેરે સારી.—મૂકુંદજી વર્ષની૦
વામન દ્વાદશી દિન ઉજવાયે (૨), પુર્ણીમાથી પંદર શ્રાદ્ધ થાયે;
પાંચમ હરરાય ઉત્સવ થાયે.—શ્રી હરજીના વર્ષની૦

**આસો** માસ અલૌકિક આવ્યો(૨), દસરા સ્વારીનો ઠાઠ ખીલાવ્યો;
શરદ પૂર્ણીનો દિન રઢીઆળો.—કેશવજીના વર્ષની૦
વાઘ દ્વાદશીને ધનતેરસ (૨), અભ્યંગ સ્નાન થાયે કાલીચૌદસ.
દીવા હાટડી દીપનો ઉત્સવ.—રણછોજીના વર્ષની૦

**( સોરઠી—ગઝલ. કિંવા હરીગીત–છંદ. )**

આવી દિવાળી ઓપતી, દાદા તણા દરબારમાં;
વસ્ત્રા અલંકારો સજી, દાદા ખીલ્યા ડાકોરમાં.
ભક્તો તણા પ્રતિપાલ તું, દિલ્હના પુરે છે કોડ તો;
ચોભુજધરા શ્રી મનહરા, રે જગ્તનાં ઋણછોડજો.

બાર માસનો ઉત્સવ ગાયે, **કેશવનાથને** શર્ણ તે જાયે;
બોલો જય જય **રણછોડ રાયે**.–કહું, દર વર્ષની ઉજીઆરી.

---

## ભૂમિકા ૭ મી.

---

**સખડીભોગઃ—** ( કવ્વાલી–ગઝલ. )

સુવર્ણ બાજઠો ઢાળ્યા, કનકના થાળ તો પીરસ્યા,
બીરાજો શ્રી હરી વ્હાલા, ધર્યા ભોગોજ શખડીના. ૧
ચણાને ઘઉં તણો લાડુ, વળી બુંદી તણો લાડુ;
સુલાકડશી તણો લાડુ, વળી દળ ચૂરમું છુટું. ૨
સુમોહન થાળને મેશૂર, ધર્યું માખન અને સાકર;
પુરન્પોળી વળી ઘેબર, જલેબી ઘી તણી ફક્કડ. ૩

વળી ખાજાં સુતરફેણી કરી છે લાવસી છુટી;
ઘરી ઘારી પુરી તાજી, કરી બાસુંદી તો જાડી; ૪
કર્યો દુધપાક ખંતેથી, ધર્યો શીખંડને બરફી,
બિરંજ પેંડા અને બુંદી, તળી મોળી અને મીઠી. ૫
સુકો લીલો ઘણો એવો, ધર્યો છે મીષ્ટ તો મેવો;
પ્રભુ મીઠો ધર્યો હલવો, વળી છે માલ્પુવા સેવો. ૬
શિરો પુરી અને ભજીયા, વડીને પાપડો તળીયા;
કઠોળો સર્વ તો કરીયા, સુગંધી ભાત તો ધરીયા. ૭
વઘારી દાળતો ઝાઝી, કચોરી છે પ્રભુ તાજી;
તળ્યાં છે શાકને ભાજી, પ્રભુ થ્યા ભાજીથી રાજી. ૮
ખમણ કીધાંજ ખંતેથી, વળી છે રાઇતાં ચટની;
પીરસીયો થાળ પ્રીતેથી, પ્રભુ ઝારી ભરી જળની. ૯
જગતના રાજ્યના રાજા, જમો **રણછોડજી** રાજા;
જમી જળપાન લઇ રાયા, બિડું તાંબુલ લ્યો વ્હાલા. ૧૦
ભરી પુષ્પો થકી શૈયા, પલંગો હેમના ઢળીયા;
બિછાના મશ્રુના ભરીયા, ભરી ગાદી અને તકીયા. ૧૧
ઉતારૂં પુષ્પ આભૂષન, ધરાવું ધોતી ચાદરતો;
સુગંધી પુષ્પના હારો, ચમ્બેલી જૂઈ ડોલરતો. ૧૨
મણી માણેકની જડતર, સુવર્ણ ચાંખડી ફક્કડ;
દયાળુ શ્રી હરી સુંદીર, પધારો ચાંખડી ઉપર. ૧૩
સુ મોતીડે વધાવું હું, પ્રભુ ઝુલે ઝૂલાવું હું;
બલીહારી અહો જાઉં, ગુણો **કેશવ** પ્રભુ ગાઉં. ૧૪

(મંગળ થયેલાં દર્શનદ્વાર ખુલ્યાં) **'બોલો શ્રી રણછોડરાયકી જય.'**

પ્રભુને પ્રસાદ આરોગાવી જળપાન બીડું ધરાવી, પાવડી મોજડી ધરી પોઢાડવાની તૈયારી થઇ. તે સમયમાં કેશ્વાનંદ મહરાજે કુટુંબ-સહ શ્રી રણછોડરાય પ્રભુની સાનીધ્યમાં છેલી વખતની દીન વદને સ્તુતિ કરી.

**સર્વે:**—( રાગ—દીંડિ. )

અખીલ વિશ્વરાય પાય તારે લાગું, તૂજ દર્શથી આ સ્વપ્નમાંથી જાગું;
ઋણ–છોડનાથ હાથ જોડી માગું. અખીલ વિશ્વ૦
વેદશાસ્ત્ર મંત્ર તંત્ર હું ન જાણું, પ્રેમ ભક્તિથી હૃદય પ્રકાશ્યો ભાનુ;
અંતરેથી મારૂં તારૂં નહિ માનુ. અખીલ વિશ્વ૦
નાટચ સૃષ્ટિ સૂત્રધાર તું કહાવે, દઈ વેષ નવા પાત્ર તું બનાવે;
કર્મદોર વડે નાથ તું નચાવે. અખીલ વિશ્વ૦
ઘણા વેષ મેં ધર્યાજ તારી સામે, દીધે મૂખ્ય પાઠ દ્વીજ દેહ નામે;
અમ ઉપરે સદા પ્રસન્ન થાને. અખીલ વિશ્વ૦
હતી મંદમતી અન્ય વેષે મારી, જ્ઞાન બુદ્ધીથી ભજાવું વેષ (।) ભારી;
કરૂં દિલથી વિનંતી આજ તારી. અખીલ વિશ્વ૦
હવે વેષ આ થકી થયો જો રાજી, લઉં તૂજશર્ણની પ્રસાદી માગી;
નહિ તો દે નાટચ સૃષ્ટિમાંથી ત્યાગી. અખીલ વિશ્વ૦
નિર્ગુણથી સગુણ રૂપ તું પ્રકાસે, તૂજ કૃતિ ગતિ મતિ અનૂપ ભાસે;
રમણીય ડંકપૂર તુજ વાસે. અખીલ વિશ્વ૦
ઋણ–છોડ હે ઉદાર ચીત્તવાળા, શ્યામરૂપ ચત્રુભૂજ મુક્ત (।) માલા;
શંખ ચક્ર ગદા પદ્મ સોહે સારાં. અખીલ વિશ્વ૦
પીત અંબર ઉપવીત સ્કંધ ધારી, કમલ લોચના લલાટ તેજ ભારી;
શિર મયુર મુકુટ લક્ષ્મિના વિહારી. અખીલ વિશ્વ૦

ભાલ તિલક કર્ણ કુંડળો સોહાવે,અમ ચક્ષુને તુજ શ્યામ મૂર્તિ ભાવે;
જરા જન્મ તણો નાથ અંત લાવે. અખીલ વિશ્વ૦
ષટ શત્રુ કામ ક્રોધને વિદારો, શુદ્ધ સદાચાર ભાવના વધારો;
અમ કર્મતણા દોષ સહુ નિવારો. અખીલ વિશ્વ૦
પતિત પાવના પતીતિ એક તારી, ગતી કરતું જેમ ગમે તેમ મારી;
પ્રેમ ભક્તિ નીત્ય આપ તું મુરારી. અખીલ વિશ્વ૦
**કેશવ**નાથ પ્રભુ અર્જ ઉરધારી, ભવસીંધુમાંથી લે મને ઉગારી;
ઋણ–છોડ તું ઉઘાડ મોક્ષ બારી. અખીલ વિશ્વ૦

આ વખતે સ્વાર્થી સંસારમાંથી કંટાળેલા જ્ઞાનેંદ્ર અને લજેંદ્ર નામના બન્ને બંધુઓને જ્ઞાન અને વૈરાગ્ય વ્રતીઓ ઉત્પન્ન થવાથી, ગદ્દગદ્દ કંઠે નીચે પ્રમાણે પ્રભુ સ્તવન કરતા કરતા દીવ્ય દેહે શ્રી રણછોડરાયના શર્ણમાં સદાને માટે વીરામ પામ્યા.

**બંને:**—( પંથી પરદેશી ચિત સોંપી હું આ ચા...લી–એ ઢબ. )

વન્દીયે જોડીને દ્વીહાથ, ડાકોર ના....થ;
પાપ સહુ માફ તમે કરજો, કમળા કા....ન્ત. વન્દીયે૦

**સાખી.**

અકળકળા તારી દીસે, કોથી તે ન કળાય;
જન્મ જરા મૃત્યુ વિષે, પ્રાણી નિત્ય અથડાય;
અમ ઋણ–છો....ડે, જય જય કર કમળા કા....ન્ત. વન્દીયે૦

**સાખી.**

અજર અમ્મર અવિનાશીરે, પૂરણ બ્રહ્મ દયાળ;
સચ્ચિદાનંદ તુજ શર્ણમાં, રાખ સદા આ બાળ;
જય શ્રી **કેશવ** કરૂણા કરજે, કમળા કા....ન્ત. વન્દીયે૦

પ્રભુસ્તવન કરતા કરતા, દીવ્ય દેહે શ્રી રણછોડરાયના ચર્ણમાં સદાને માટે વીરામ પામ્યા. ( દર્શન દ્વાર મંગળ થયાં. )

**" બોલો શ્રી રણછોડરાયકી જય, દ્વારીકાંધીશકી જય. "**

કેશ્વાનંદ, શિવાનંદ, અને ભક્ત બાલિકા, સાષ્ટાંગ પ્રણામ કરી પ્રદક્ષીણા ફરી, પ્રભુસ્તવન કરતા મંદિરની બહાર આવ્યા.

## ડંકપુરની સંપૂર્ણ યાત્રા.

### ( શ્રી રણછોડરાય મહારાજની આસપાસ બીરાજતા દેવોને પ્રણામ. )

**ઉત્તર:**—મંદિરની બ્હાર આવી દ્વારીકાધીશને પ્રણામ કરી, સત્યભામાજીને નમન કરી, રાધીકાજીની સ્તુતી કરી, કનૈયાલાલજીને વંદન કરી, નટવરલાલજીને નમન કરી, નરસીંહ મહેતાને નમન કરી, દક્ષિણીના રામજી મંદીરમાં ઠાકોરજીની ઝાંખી કરી, ભજન મંડળીના ભગવાનની સ્તુતી કરી, શ્રી લક્ષ્મીજીના મંદિરમાં આવી સ્તુતી કરવા લાગ્યા.

( કવ્વાલી—ગઝલ. )

જગતમાં સૌ સ્થળે વ્યાપી, દુઃખીના દુઃખ સૌ કાપી;<br>
સદા સદ્‌બુદ્ધિ દે આપી, દયાકર લક્ષ્મિજી માડી. ૧<br>
મુરતીયાં શ્વેત તો તારી, વળી છે ચોભુજા ભારી;<br>
કરી છે વ્યાઘ્રપર સ્વારી, દયાકર લક્ષ્મિજી માડી. ૨<br>
મુખાકૃત છે સદા હસ્તી, પહેરી કંચુકી કસ્તી;<br>
ધરી સાડી અતી રાતી, દયાકર લક્ષ્મિજી માડી. ૩

લગાવ્યો ભાલ ચાંદલીયો, પગે નૂપૂર ઝાંઝરીયો;
મુકુટ સુવર્ણનો ધરીયો, દયાકર લક્ષ્મિજી માડી. ૪
ગુલાબી પુષ્પની માલા, સુશોભીત કેશ છે કાળા;
નથનીયાં નાકમાં તારા, દયાકર લક્ષ્મિજી માડી. ૫
મણી મુક્તા તણા હારો, ખિલાવ્યો ઠાઠ તો તારો;
ધર્યા વસ્ત્રો અલંકારો, દયાકર લક્ષ્મિજી માડી. ૬
ધર્યાં છે કર્ણમાં કુંડળ, કરે સૂવર્ણનાં કંકણ;
જગતની તુંજ ઉદ્ધારણ, દયાકર લક્ષ્મિજી માડી. ૭
મધુરી મૂર્તિ 'મા' તારી, અમારાં કષ્ટ સંહારી;
દયાળી ભક્તિ દે સારી, દયાકર લક્ષ્મિજી માડી. ૮
બલિહારી અહો જાઉં, કદી દુઃખી નહિ થાઉં;
ગુણો **કેશવ** સદા ગાઉં, દયાકર લક્ષ્મિજી માડી. ૯

'લક્ષ્મિમાતકી જય' બોલાવી મંદિરની બહાર ગંગા બોડાણાજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, વેરાઈ માતાને નમન કરી કુંવર કલ્યાણજીની ઝાંખી કરી. સમાધી શંકરને પ્રણામ કરી—

**પશ્ચીમ:**—લક્ષ્મિ નારાયણને નમન કરી, ગણપતીજીની સ્તુતી કરી, તુલાનાં દર્શન કરી, હનુમાનજીને વંદન કરી, ડંકેશ્વર મહાદેવના મંદિરમાં આવી સ્તુતી કરવા લાગ્યા.

**(પાતળીયા પરીશ્રમ લ્યો શાને પોઢાને મારા સમ—એ ઢબ.)**

ડંકેશ્વરા વ્હાલા શાંબ સદાશિવ, પ્રણમુ ભોળાનાથ
ભોળાનાથજી.
ભક્તિ આપો મહાદેવ અમોને, પ્રણમું ભોળાનાથ૦
દુઃખો હરે શિવ, સુખી કરે જીવ, ભોળા સદાશીવ;

એ........દિન દયાળ, છે કૃપાળ. —ડંકેશ્વરા૦
અરધા અંગે ઉમયા સોહે, શીરપે ડોલે નાગ ફણીનાગ છે;
જુટ જટ્ટા મહિ, જળ નિર્મળ લઈ, ચાલી ગંગા રહી.
એ........ઉમાપતી, શોભો અતી. —ડંકેશ્વરા૦
ભસ્મ અંગે શિવ ત્રીનેત્ર ધારી, શોભે સુ ભાલચંદ્ર લાલચંદ્રરે.
રૂંઢ તણી માળા, કંઠે શોભે કાળા, **કેશવ**ના વ્હાલા;
એ........દુઃખ હરા, સુખકરા, જય કરા. —ડંકેશ્વરા૦

'**હર હર મહાદેવ હર**' કહી, સાષ્ટાંગ પ્રણામ કરી, બહુચરાજી માતાને નમીન કરી, રામેશ્વરદાદાને પ્રણામ કરી, ચર્ણપાદુકાના ચર્ણસ્પર્શ કરી ચુણેલીયા મહાદેવને પ્રણામ કરી, ત્રીકમરાય મહારાજના મંદિરની સ્તુતી કરવા લાગ્યા.

**( બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો–એ ઢબ. )**

ઝુલો મારા ત્રીકમજી રાય પ્રભુ ઝુલો, ઝુલો ઝુલો દાસ ઝુલાવે;
ઝુલો નંદ લાલાજી ઝુલો જરી ઝુલો, ઝુલો ઝુલો દાસ ઝુલાવે.
પ્રભુ તારા દર્શનની લ્હે લાગી, લાગી લાગી લલીત લ્હે લાગી;
જોડી હાથ નાથ સદા ભક્તિ માગી, માગી માગી તુજ ભક્તિ માગી.
પ્રીતે પીતાંબર વ્હાલા ધરાવું, સોને હીરાજડીત્ર મુકુટ પ્હેરાવું;
કનક હિંચોળે હળુ હળુ હિંચોળું, ઝુલો ઝુલો દાસ ઝુલાવે.
વેઢ વિંટી હેમ હાર હૈયે ધરાવું, મોતી માણેકના કુંડળ લટકાવું;
શંખ ચક્ર ને ગદા પદ્મ લ્યો ધારી, ધારી ધારી ચતુરભૂજ ધારી.
અત્તર ગુલાબનું છાંટુ હું સારૂં, વસ્ત્ર આભૂષણ અંગે શૃંગારૂં;
ત્રીકમજીરાય પ્રભુ **કેશવ** ઝુલાવું, ઝુલો ઝુલો દાસ ઝુલાવે.

'**બોલો શ્રી ત્રીકમરાય મહારાજકી જય**' કહી, મંદિરમાંથી બ્હાર નીકળી, કળેશ્વરી માતાને નમન કરી, શ્રી મહાપ્રભુજીની બેઠકમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, દાઉદજી ભગવાનને વંદન કરી, રાધાકુંડ પાસે શ્રી રાધાકૃષ્ણની સ્તુતી કરી, પારસપીપળાની પ્રદક્ષિણા કરી ગાયોના વાડામાં ગૌમાતાના દર્શન કરી, વડ નીચે પંચમુખા મહાદેવને પ્રણામ કરી, રામાનુજના મંદીરમાં ઠાકોરજીની ઝાંખી કરી. લાલબાગમાં શ્રી રણછોડજી મહારાજની બેઠકનાં દર્શન કરી ઠાકોરદાસના અન્નક્ષેત્રમાં ઠાકોરજીની ઝાંખી કરી, રામજી મંદિરમાં, રામલક્ષ્મણ જાનકીજીની જય બોલાવી,—

(**દક્ષિણ**)—રોકડીઆ હનુમાનજીની સ્તુતિ કરવા લાગ્યા.

**(મઝા કયા દેતે હય યાર, તેરે બાલ ઘુંઘરવાલે-એ ઢબ.)**

જય જય કપીવર મ્હા બળવીર, હનુમંત્ શ્રી બજરંગી બાલે (૨)
છો આત્મનિવેદન ભક્ત. બેઠા જઈ અમ્મર તખ્ત (૨)
તમ નામ સ્મરણ દર્શન, અમારાં ભવનાં પ્રાયશ્ચિત ટાળે.–જય.
શુભ પંચવટીનું ધામ, મૈત્રી કરતા શ્રી રામ (૨);
કીધીજ સીતાની શોધ, રાવણ નાશ કરાને વાલે—જય૦
સીયરામ લછૂમન નામ, વળી બોલો જય હનુમાન;
જય કેશવના દિલરામ, જયજય રામતણા મતવાલે. **જય.**

'**જય શ્રી હનુમાન**' બહુચરાજી માતાને પ્રણામ કરી, સુરતવાળા વીઠ્ઠલનાથજીના મંદીરમાં વીઠ્ઠલનાથને પ્રણામ કરી,—

**(પૂર્વ)**—વીશ્વકર્માજીને વંદન કરી, સત્યનારાયણ દેવની સ્તુતી કરી, રણમુકતેશ્વર મહાદેવના દેવાલયમાં જઇ સ્તુતી કરવા લાગ્યા.

**( રાગ બનજારો—તું સાંભળ સૈયર મારી,**
**મુજ વર વેશ્યાના યારી—એ ઢબ. )**

કાપો કષ્ટ સદા ત્રિપુરારી, રણુમૂક્તેશ્વર જટાધારી (૨);
રમણિય અરણ્યમાં ધામ, શોભો ભોળા સદાશીવ શ્યામ.
તુજ દર્શન કલ્યાણુકારી, રણુમૂક્તેશ્વર જટાધારી. કાપો.
ષટ શત્રુ અમારા સંહારો, વિભુ આ ભવમાંથી ઉગારો.
શિવભક્તિ દઈ નીત્ય તારી, રણુમૂક્તેશ્વર જટાધારી. કાપો.
જય જંગલ કેરાવાસી, જય અરજ અમ્મર અવિનાશી;
ત્રીલોચન ત્રીશુલધારી, રણુમૂક્તેશ્વર જટાધારી. કાપો.
નમું કેશવ દીન દયાલા, કરૂં તૂજ કને નીત્યકાલા;
ઋણુ મૂક્તિ કરે તું અમારી, રણુમૂક્તેશ્વર જટાધારી. કાપો.

'હર હર મહાદેવ હર' કહી અત્રે વસતા વૈરાગી સાધુ મહાત્માઓની જગ્યાઓમાં બીરાજતા ઠાકોરજીના દર્શન કરવા ચાલ્યા.

| મહંત. | મંદિર. |
|---|---|
| બળદેવદાસ કૌશલ્યાદાસ...... | ત્રીકમરાય. |
| સીતારામ લાલદાસ...... | રામજીમંદિર. |
| લઘુચરણુદાસ જગન્નાથદાસ, | રામજીમંદિર. |
| લક્ષ્મણુદાસ દામોદરદાસ, | રામજીમંદિર. |
| બજરંગદાસ ગોરધનદાસ, | રામજીમંદિર. |
| રામદાસ રામચરણુદાસ, નિર્મોઈ, | રામજીમંદિર. |
| ગોકુળદાસ બન્સીબટ, | નૃસીંહજીનું મંદિર. |
| મધવનદાસ ત્રીકમદાસ, | મુરલીધર. |
| ભગવાનદાસ રાધકાદાસ, | રામજીમંદિર. |
| ઇશ્વરદાસ રઘુવરદાસ, | સત્યનારાયણુદેવ. |

હરજીવનદાસ ખાખચોકવાળા, રામજીમંદિર.
સર્યુંદાસ મંગળદાસ, ખાખચોકવાળા દાઉદજી.
સેવાદાસ જાનકીદાસ, રામજીમંદિર.
શુકદેવદાસજી, શેષાઇ ભગવાન.
નરોતમદાસ દેવદાસ, શ્રી રણછોડજી.
રામપ્રસાદ લક્ષ્મણપ્રસાદ, રામજીમંદિર.
ભરતદાસ લાલદાસ, શ્રી રણછોડજીની બેઠક.
દાદુરામજી મહારાજ, રામજીમંદિર.
દામોદરદાસ દ્વારિકાદાસ, રામજીમંદિર.
પુરૂષોતમદાસ રામચરણદાસ રામજીમંદિર,
આત્મારામદાસ જેરામદાસ, રામજીમંદિર.
સીતારામદાસ જુગલદાસ, રામજીમંદિર.
પરભુદાસ પુરૂષોતમદાસ પંડિત, રામજીમંદિર.
રામસેવકદાસ હરભજનદાસ, રામજીમંદિર.
ભગવાનદાસ રામદાસ, રામજીમંદિર.
ગોપાળદાસ કલ્યાણદાસ, હનુમાનજી.
રણછોડદાસ લાલદાસ, શ્રી રણછોડજી.
પ્રાગદાસ નરસંગદાસ, રામજીમંદિર.
સર્યુંદાસ સારંગરામ, રામજીમંદિર.
બ્રહ્મચારી નર્મદેહર, સમાધીશંકર.
આ જગ્યાઓમાં ઠાકોરજીની ઝાંખી કરી.

## ( પંચ-તિર્થ. )

**સુરેશ્વર:**—( ડાકોરથી એક કોષ છેટે વાવ્યકોણમાં સુઇ ગામ છે, ત્યાં ) **મહાદેવ**.

**રણમુક્તેશ્વર:**—( ડાકોરથી અર્ધ કોષ છેટે, પુર્વ દિશામાં રખ્યાલ ગામ છે ત્યાં ) **મહાદેવ.**

**નીલકંઠ:**—( ડાકોરથી ચાર કોષ છેટે પશ્ચિમ દિશામાં ખલદંપુર ( પોર ) ગામ છે, ત્યાં ) **મહાદેવ.**

**ગાલવેશ્વર:**—( ડાકોરથી છ કોષ છેટે ઉત્તર દિશામાં ગાલવી ગંગા કીનારે ) મહાદેવ.

**નેરયા હનુમાન:**—(ડાકોરથી ચાર કોષ છેટે દક્ષિણ દિશામાં નેહગામ છે ત્યાં ) હનુમાન, ( ડંકપુરની યાત્રા કરીને આ પંચતીર્થની યાત્રા અવશ્ય કરવી જોઇએ. તેવું શાસ્ત્રનું સિદ્ધાંત છે )–**કેશ્વાનંદ, શિ**વાનંદ, અને ભક્ત બાલિકા, ઉપરનાં દરેક દેવસ્થાનોમાં દર્શન કરી રાત્રી સમયે વલ્લભનિવાસમાં આવી પહોંચ્યા.

અશ્વની માસની પુર્ણિમાનો પૂર્ણ ચંદ્ર ખીલી રહ્યા હતો, ચાંદની દુધની ધારાની માફક ખોબામાં લઇ પીવી હોય તો પી શકાય તેવી દેખાવા લાગી, અત્યારે ડંકપુરમાં ઠામોઠામ શ્રી હરીના ગુણાનુગાન ગવાઇ રહ્યાં હતાં, ત્યારે વલ્લભ નિવાસમાં બે ઘડી વીશ્રામ લઈ નિવાસમાં ઉતરેલા યાત્રીક વર્ગમાંથી સ્ત્રી વર્ગને ભક્તબાલિકાએ **હરિહર**ના ગરબા ગવરાવ્યા.

## ( શ્રી ડંકેશ્વરનો ગરબો )

**ભક્તબાલિકા:—**

(પુનમ ચાંદની (કીંવા) સખીઓ નીજ નીજ નીતી ધર્મ સદા—એ ઢબ.)

સખીઓ ગાઓને ભોળાનો સુંદર રાસડોરે;
ડંકપુરીમાં શોભે ડંકેશ્વરજી નાથ,
હેતે વન્દીયે બ્હેનો સહુ મળીને શ્યામનેરે.— સખીઓ.

( સાખી. )

ગોમતીઘાટ પવિત્ર છે, નિર્મળ છે બહુ નીર;
કાંઠે ભોળાનાથનું, સુંદીર છે મંદિર.
જપ તપ ધ્યાન ધરી મુનિ ડંક સદા 'જીવ' શીવ થયા રે,
જેને ભજવાથી ટાળે ત્રિવિધી તાપ.— હેતે વન્દીયે.

( સાખી. )

શીર જટા ગંગા વહે, કંઠે રૂંઢની માળ;
અરધા અંગે પાર્વતી, શોભે ગુનપતિ બાલ.
ભસ્મ જટાધારી ફણીધર મસ્તકપે છા રહ્યાં રે,
સીંહનું ચર્મ ધર્યું છે ડમરૂ ને વળી ડાક.—હેતે વન્દીયે.

( સાખી. )

હે ત્રિપુરારી શંકરા, કાળ તણા મહા કાળ;
અલ્પ મતી છું ઇશ્વરા, ત્રોડો આ જગજાળ.
નિશ દિન જપશું ભોળા નામ તમારૂં ભાવથી રે,
શરણે લેજો અમને **કેશવ**ના દિલરામ.—હેતે વન્દીયે.

**( શ્રી રણછોડરાયનો ગરબો. )**

**ભક્તબાલિકાઃ**—( શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો—એ ઢબ. )
તું જગકર અનંત અહિં તહિં વ્યાપી રહ્યો, (૨)
વ્યાપી રહ્યો જગત માપી રહ્યો.— તું જગકર.

( સાખી. )

ચાર ભુજાધારી વળી, સુંદિર શ્યામ સ્વરૂપ;
શંખ ચક્ર પદ્મ ગદા, દીસે તેજ અનૂપ.

વસીયા રસભીના રણછોડે હો રંગીલા, (૨)
ભક્તિ અહો નીશ આપી દીયો;—
આપી દીયો, હૃદય સ્થાપી દીયો.—તું જગકર.

( સાખી. )

મયુર મુકુટ શિરપે ધર્યો, પીતાંબર લટકાય.
કમળ નયન કમળા પતી, બન્સી મુખ સોહાય.
વેઢ વીંટી ને બાજુ બંધ કુંડળ કર્ણેરે,
ધર્યાં કંઠે સુગંધી હાર, ઝાંઝર ચર્ણેરે.

( સાખી. )

**કેશવ** અર્જ કરૂં સદા, જન્મ જરા ભય કાપ;
શ્રી રણછોડે અમ તણા, હૃદયા માંહિ સ્થાપ,
વસીયા રસભીના.— તું જગકર.

**"બોલો શ્રી રણછોડરાયકી જય, દ્વારિકાધીશકી જય."** બોલાવી સર્વે પોતપોતાના સ્વાસન પ્રત્યે ગયા; **કેશ્વાનંદ, શિવાનંદ, અને ભક્ત બાલિકા.** એ ત્રણે ભક્તો પ્રભુસ્તવન કરતા શ્રી રણછોડરાયના ચર્ણાર્વીંદનું ધ્યાન ધરતા સદાને માટે વિરામ પામ્યા.

વ્હાલા વાંચકઃ—આપણી વાર્તાનું નાયિક કુટુંબતો શ્રી રણછોડરાયના ચર્ણમાં સદાને માટે વીરામ પામ્યું. હવે આપણે લખનાર—વાંચનાર તથા સાંભળનાર બાકી રહ્યા. માટે આપણે પણ નીષ્કામપણે પૂર્ણ ભક્તિ કરી શ્રી હરિના ચર્ણમાં સદાને માટે વીરામ પામવા પ્રયત્ન કરવો જોઇએ, વળી શાસ્ત્રનું પણ સિદ્ધાંત છે કે,—" **एको देवः केशवो वा शिवः** વળી **शिवस्य हृदयं विष्णु, र्विषणोश्च हृदयं शिवः** " એટલે કે—કેશવ અને શિવ એ મહા સમર્થ દેવ છે. એ દેવ જન્મ મરણના ફેરામાંથી મુક્ત કરી મોક્ષ પદે પહોંચાડે છે. માટે કહ્યું

છે કે—કેશવ કીંવા શિવ એકજ દેવનું ભજન કરવું. વળી શિવના હૃદયે કેશવ અને કેશવના હૃદયે શિવ બીરાજી રહ્યા છે. જેથી **હરિહર** એકજ સ્વરૂપ છે. માટે શ્રી ડંકેશ્વર મહાદેવનું નીઃસ્વાર્થપણે ભજન કરી શ્રી રણછોડરાયની પૂર્ણ શ્રદ્ધાથી શુદ્ધ દીલથી પૂર્ણ ભક્તિ સંપાદન કરો. કે જેથી શ્રીરંગના ચર્ણાર્વીંદમાં વસેલા જ્ઞાન અને વૈરાગ્યવાન જ્ઞાનેંદ્ર અને ત્યજેંદ્રની મૈત્રી થશે, અને તે મૈત્રી બંધાયાથી જન્મ-મરણના ફેરામાંથી મુક્ત થઇ, શ્રી રણછોડરાયના ચર્ણમાં સદાને માટે વાસ કરાશે (એટલે કે મોક્ષપદે પહોંચાશે.)

## ( રાગ—કલ્યાણ. )

હે વિભુવરા, તું ટાળ આપદા;
મૂર્તિ તારી, ભક્તિ સારી, માગીએ સદા.— હે વિભુ૦
હિંદ ભૂમિમાં તેં તો કરીયું, પવિત્ર ડાકોર ધામ;
બોડાણો નીજ ભક્ત બનાવી, અમ્મર કરીયું નામ.—હે વિભુ૦
શંખ ચક્રથી શોભિત વ્હાલા, પદ્મ ગદા ધારી;
મયુર મુકુટ પ્હેર્યાં પીતાંબર, શ્યામ મૂર્તિ સારી.— હે વિભુ૦
જય જગવંદન પરમાનંદન, માયા તારી છાઈ;
ભક્ત તણા પ્રતિપાલક વ્હાલા, જય શ્રી રણછોડરાય.—હે વિભુ૦
કુંજ વિહારી ગિરીવરધારી, ત્રોડો આ જગજાળ,
સર્વ સ્થળે વ્યાપ્યા છો વ્હાલા, કાળતણા મહા કાળ.—હે વિભુ૦
**કેશવ** વ્હાલા કરૂં હું કાલા, જય ત્રિભુવનપાલ;
નિશ દિન તારી ભક્તિ માગું શર્ણે લે આ બાલ.— હે વિભુ૦
અલ્પ મતીથી ભક્તિ કીધી, માફ કરે તું ખોડ;
વારંવાર સૌ દિલથી બોલો, જય જય શ્રી રણછોડ.—હે વિભુ૦

**બોલો શ્રી રણછોડરાયકી જય.**

## ઉપસંહાર.

સુજ્ઞ વાંચક મહાશયો ! !–આપ આ ગ્રંથનો સારાંશ સારી રીતે સમજી શક્યા હશો. જો કે સાકાર દેવ પ્રત્યે નાસ્તિક મનોવૃત્તિવાળાઓની દૃષ્ટિએ આ ગ્રંથ કેવળ નીંદનીય જણાશે; પરંતુ આસ્તીક મનોવૃત્તિવાળાઓ, હરને પ્રસન્ન કરી શ્રી હરીની ભક્તિ સંપાદન કરી, જ્ઞાન વૈરાગ્યની મૈત્રી બાંધી, જન્મમરણના ફેરામાંથી મુક્ત થવાને પ્રયત્ન કરે તેટલા માટે, યથામતીનુસાર હૃદયોદ્દ્ગાર દર્શાવી સાકાર નિરાકારનું સત્ય પ્રતિપાદન કરી, યથાશક્તિ શ્રી **રણછોડરાયની** ભક્તિરસનું પાન કરી, કરાવી, મારી ફરજ અદા કરૂં છું.

ગ્રંથમાં કોઈ પણ સ્થળે મારૂં સ્વચ્છંદપણું જણાયું હોય, ત્યાં મને ક્ષમા આપશો. યોગ્ય લાગે તો આ ગ્રંથનો અભિપ્રાય અત્રે લખી મોકલવા તસ્દી લેશોજી.

(શાર્દુલ વિક્રિડિત—છંદ.)

ટાળે જન્મ જરા તણો ભય મહા, ચાલુ કળી કાળમાં;
કેશવનાં શુભ કીર્તનો થકીજ આ, રણછોડની દર્શનિકા,
માયા મોહ ત્યજી દીયો મન થકી, પ્રીતે ભજો શ્રી હરી;
કહું છું '**કેશવ**' ભક્તિથી સહુ જનો, જાશો ભવાબ્ધી તરી.

લી. કેશવ.

શાન્તીઃ શાન્તીઃ શાન્તીઃ શાન્તીઃ



ॐ

# શ્રી રણછોડરાયની બલિહારી.

## ( રાગ-લાવણી. )

ભલી ભૂમિ ગુજરાત વિષે આ, શોભા બની છે બહુ સારી;
સુંદીર મૂર્તિ શોભી રહી છે, **રણછોડરાયની** બલિહારી. ભલિ૦
ડાકોરમાં ઠાકોર બિરાજે, ગોમતી ઘાટ ભર્યું વારિ;
દેશ દેશથી સહુ જન આવે, મંદીરની રચના ભારી. ભલિ૦
સુંદિર શ્યામ સ્વરૂપ અનુપમ, શ્રીધર ચાર ભુજા ધારી;
પ્હેર્યું પિતાંબર મૂકુટ સુંદિર, શંખ ચક્ર ગદા ધારી. ભલિ૦
ભક્ત સતી ગંગા વીજયનું, નામ તમે અમર કરીયું;
તિલક ભાલ કુંકુમનું કરીયું, પગમાં સોહે ઝાંઝરીયું. ભલિ૦
હસ્ત વિષે બાજુબંધ પહેર્યાં, કુંડલ કર્ણે લટકાવ્યાં;
ભક્ત તણા પ્રતિપાલનહારા, શ્રી **રણછોડ** પ્રભુ ભાવ્યા. ભલિ૦
મોતી માણેક નીલમ હીરા, મુક્તાહાર પ્રભુ પહેર્યો;
કડ ઘૂઘરીઆળો કંદોરો, જામો ઝળકે બહુ સારો. ભલિ૦
વિધ વિધ પુષ્પ વળી તુલસી દલ, ગુલાબ ડોલરની માલા;
અત્તર તેલ લગાવ્યું વ્હાલા, નટવર નંદ તણા લાલા. ભલિ૦
એકાદશી દર શુકરવારે, ચડે આપની ગજસ્વારી;
દર પુનમે મેળોજ ભરાયે, દરસન આવે નરનારી. ભલિ૦
સાત સમાની ઝાંખી થાયે, દુઃખ દારિદ્રો દૂર જાયે;
મૂર્તિ મારૂં મન લોભાવે, ગુણ ગણતાં નવ અંતાવે. ભલિ૦
અરજી મારી ઉર ધરો ને, પાપ અમારાં માફ કરો;
ષટ્ શત્રુ વ્હાલા સંહારો, આ ભવમાંથી ઉગારો. ભલિ૦
**કેશવ** કે'છે તક ચૂકો નહિ, દરસન લાભ લ્યો નરનારી;
એક વાર સહુ દિલથી બોલો, **રણછોડરાયની** બલિહારી. ભલિ૦

**કર્તા.**

# અગાઉથી આશ્રયદાતાઓની નામાવલી.

## આ આત્માના અનેક જન્મોના અને આ જન્મના દેહાત્માના પાલન પોષણ કર્તા–મહારાજાધિરાજ શ્રી રણછોડરાય પ્રભુ.

ડાકોર.

( પ્રભુના ખાસ સેવક વર્ગ. )

પ્રત.

૧ રા. રા. જીવરામ બાપુજી (તપોધન).
૧ ,, ચુનીલાલ બાપુજી.
૧ ,, કેશવલાલ મુળજી
૧ ,, બાપાલાલ મુળજી
૧ ,, મણીલાલ મુળજી
૧ ,, મોહનલાલ મુળજી
૧ ,, પુરૂષોતમદાસ નારણજી
૧ ,, ભોગીલાલ નારણજી
૧ ,, વિશ્વનાથ નારણજી
૧ ,, મણીલાલ નારણજી
૧ ,, મંગળદાસ નારણજી
૧ ,, સોમનાથ ત્રિભુવનદાસ
૧ ,, પુરૂષોતમ અનોપરામ
૧ ,, અંબાલાલ મનસુખરામ
૧ ,, બાલાભાઇ મનસુખરામ
૧ ,, માણેકલાલ મોતીલાલ
૧ ,, ગોરધનદાસ પ્રેમાનંદ

પ્રત.

૧ રા. જીવરામ રામચંદ્ર
૧ ,, ભલાભાઈ હિમતરામ
૧ ,, અંબાલાલ પિતાંબરદાસ
૧ ,, જીવરામ જયશંકર
૧ ,, બાબરભાઇ માણેકલાલ
૧ ,, અચરતલાલ નાથાભાઇ
૧ ,, નારણદાસ લલ્લુભાઇ
૧ ,, અમૃતલાલ ઉત્તમરામ
૧ ,, મોતીલાલ ઉત્તમરામ
૧ ,, પુંજાલાલ કુર્ણાશંકર
૧ ,, મણીલાલ હરીલાલ
૧ ,, મોહનલાલ હરીલાલ
૧ ,, સુભરાઇ આદીતરામ
૧ ,, ચુનીલાલ ગીરજાશંકર
૧ ,, મંગળદાસ ગીરજાશંકર
૧ ,, મોહનલાલ ચુનીલાલ
૧ ,, નાથાલાલ છગનલાલ
૧ ,, મુળજી ત્રીભુવનદાસ
૧ ,, ભોગીલાલ ભુલાભાઇ
૧ ,, છોટાલાલ કાળીદાસ

| પ્રત. | | |
|---|---|---|
| ૧ | રા. | માણેકલાલ મગનલાલ |
| ૧ | ,, | રામચંદ્ર મગનલાલ |
| ૧ | ,, | બાલાભાઇ મગનલાલ |
| ૧ | ,, | અંબાલાલ બાપુલાલ |
| ૧ | ,, | મણીલાલ રણછોડદાસ |
| ૧ | ,, | મગનલાલ ગોરધનદાસ |
| ૧ | ,, | માણેકલાલ ગોરધનદાસ |
| ૧ | ,, | સુભરાઇ નાથાભાઇ |
| ૧ | ,, | મોતીલાલ નાથાભાઇ |
| ૧ | ,, | માણેકલાલ નાથાભાઇ |
| ૧ | ,, | અંબાલાલ ડાહ્યાભાઇ |
| ૧ | ,, | ચુનીલાલ હરજીવનદાસ |
| ૧ | ,, | ગોકળનાથ વેણીરામ |
| ૧ | ,, | નાથાલાલ જ્યેષ્ટારામ |
| ૧ | ,, | શંકરલાલ વીશ્વનાથ |
| ૧ | ,, | મગનલાલ વેણીરામ |
| ૧ | ,, | નાથાલાલ દેવશંકર |
| ૧ | ,, | રામચંદ્ર મનસુખરામ |
| ૧ | ,, | ગોરધનદાસ છગનલાલ |
| ૧ | ,, | પુંજાલાલ ગીરધરલાલ |
| ૧ | ., | ચુનીલાલ માણેકલાલ |
| ૧ | ,, | મગનલાલ ગોરધનદાસ |
| ૧ | ,, | મંગળદાસ જીવરામ |
| ૧ | ,, | ચુનીલાલ અમૃતલાલ |
| ૧ | ,, | બહેચરલાલ મનસુખલાલ |

| પ્રત. | | |
|---|---|---|
| ૧ | રા. | રામચંદ્ર મગનલાલ |
| ૧ | ,, | જીવરામ છોટાલાલ |
| ૧ | ,, | છોટાલાલ લક્ષ્મીરામ |
| ૧ | ,, | દામોદર કાળીદાસ (શ્રીગોડ) |
| ૧ | ,, | બાલકૃષ્ન નાથાભાઇ |
| ૧ | ,, | પુંજાલાલ કૃષ્નાલાલ |
| ૧ | ,, | દેવશંકર બાપાલાલ |
| ૧ | ,, | કેશવલાલ કૃષ્નાલાલ |
| ૧ | ,, | જયરણછોડ ભોગીલાલ |
| ૧ | ,, | લક્ષ્મીનારાયણ નાથજી |
| ૧ | ,, | મુગટલાલ કાળીદાસ |
| ૧ | ,, | ગોવીંદલાલ બાપાલાલ |
| ૧ | ,, | છોટાલાલ કુબેર (ખેડાવાળ) |
| ૧ | ,, | સોમેશ્વર દયારામ |
| ૧ | ,, | આદીતરામ રામચંદ્ર |
| ૧ | ,, | પુરૂષોતમદાસ રામચંદ્ર |
| ૧ | ,, | બાપાલાલ રામચંદ્ર |
| ૧ | ,, | બાલુભાઇ નાથાભાઇ |
| ૧ | ,, | રામચંદ્ર ગરબડદાસ |
| ૧ | ,, | મુળજી રામચંદ્ર |
| ૧ | ,, | બાપુજી રામચંદ્ર |
| ૧ | ,, | માણેકલાલ ઉમયાશંકર |
| ૧ | ,, | બાપુજી શીવરામ |
| ૧ | ,, | બાલુભાઇ છગનલાલ |
| ૧ | ,, | નરોતમદાસ દાજીભાઇ |
| ૧ | ,, | કીપાશંકર દાજીભાઇ |

| પ્રત. | |
|---|---|
| ૧ | રા. મોતીલાલ માણેકલાલ |
| ૧ | ,, મગનલાલ દામોદરદાસ |
| ૧ | ,, કૃષ્ણાલાલ જયશંકર |
| ૧ | ,, રામચંદ્ર જયશંકર |
| ૧ | ,, છગનલાલ ચુનીલાલ |
| ૧ | ,, અમૃતલાલ કેશવલાલ |
| ૧ | ,, મણીલાલ અનોપરામ |
| ૧ | ,, લાલાજી જેભાઇ |
| ૧ | ,, ચુનીલાલ અનોપરામ |
| ૧ | ,, મોતીલાલ અનોપરામ |
| ૧ | ,, અચરતલાલ અનોપરામ |
| ૧ | ,, નરોતમ પુરૂષોતમદાસ |
| ૧ | ,, માણેકલાલ મગનલાલ |
| ૧ | ,, મણીલાલ મગનલાલ |
| ૧ | ,, કૃષ્ણાલાલ નારણજી |
| ૧ | ,, હરીલાલ સુભરાઇ |
| ૧ | ,, અમૃતલાલ નાથજી |
| ૧ | ,, માણેકલાલ નાથજી |
| ૧ | ,, શંકરલાલ જેઠાભાઇ |
| ૧ | ,, નરોતમ લક્ષ્મીરામ |
| ૧ | ,, શંકરલાલ બાલુભાઇ |
| ૧ | ,, મોતીલાલ કાળીદાસ |
| ૧ | ,, રણછોડલાલ કાળીદાસ |
| ૧ | ,, બાપાલાલ ઉત્તમરામ |
| ૧ | ,, ભુલાશંકર કલ્યાણજી |

| પ્રત. | |
|---|---|
| ૧ | રા. વીરચંદ બાપુજી (ગાગરવાળા) |
| ૧ | ,, સર્યુદાસ ગોબીંદરામ |
| ૧ | ,, હરનારાયણ છગનલાલ (છડીદાર) |
| ૫ | મહારાજા શ્રી રણછોડરાયના પરમભક્ત— શ્રીયુત હરદાસજી કેવલરામ |
| ૧ | શાસ્ત્રી શ્રી ત્ર્યંબકનાથ રગનાથ |
| ૧ | ભક્તજી દામોદર પુરૂષોતમદાસ |
| ૨ | શેઠ શ્રી જહેચરલાલ ભાણાભાઇ |
| ૧ | ભક્તજી કલ્યાણદાસ મુળજી |
| ૧ | ભક્તજી જીવુબા વામનરાવ |
| ૧ | ત્રીવેદી ચીમનલાલ નાનાભાઇ |
| ૧ | બ્રહ્મચારી શ્રી ગજાનંદજી રામાનંદજી |

### (મંદિર સ્ટાફ)

| | |
|---|---|
| ૧ | પ્રભુ દરબારના ભંડારી બાવાશ્રી. |
| ૧ | રા. રા. અનોપરામ શીવરામ (સમાધાની) |
| ૧ | ,, છગનલાલ જીજીભાઈ |
| ૧ | ,, ચુનીલાલ છોટાલાલ |
| ૧ | ,, જેઠાતારામ ભાઇશંકર |
| ૧ | ,, અંબાલાલ નરોતમદાસ |
| ૧ | ,, અંબાલાલ દયાશંકર |

### સંસ્થાન સ્ટાફ

| | |
|---|---|
| ૫ | સરદારશ્રી ગોપાળરાવ મનોહરરાવ તાંબેકર ઇનામદાર સા. |

પ્રત.

૧ ,, ગોપાળરાવ મહિપતરાવ
૧ ,, ગણુપતરામ ભુલાભાઇ
૧ ,, અંબાલાલ ધનેશ્વર
૧ ,, ગોપાળદાસ નારણદાસ

**મ્યુનીસીપલ સ્ટાફ**

૨ રા. રા. રણછોડદાસ મણીરામ (મ્યુ. સેક્રેટરી)
૧ ,, ચુનીલાલભાઇ
૧ ,, બુલાખીદાસ રણછોડજી
૧ ,, સોમેશ્વર ભીખાભાઈ

**ઇજનેર સ્ટાફ**

૧ રા. રા. લલ્લુભાઈ ગોવીંદભાઇ (ઇજનેર સા.)
૧ ,, મોરેશ્વર ગોપાળ (બોરતકર).
૧ ,, મોતીલાલ પીતાંબરદાસ

**પોલીસ સ્ટાફ**

૧ રા. રા. ઉત્તમરામ મથુરભાઇ (ફોજદાર)
૧ ,, નારાયણરાવ બળવંતરાવ. (જમાદાર)
૧ ,, યશવંતરાવ ભાઇલાલ (કલાર્ક)
૧ ,, ગીરધરલાલ રણછોડ (હવાલદાર)
૧ ,, મોતીલાલ મયારામ.
૧ ડોકટર સા. જમીયતરામભાઈ

પ્રત.

૧ રા. રા. ગીરજાશંકર અમૃતલાલ (કમ્પા.)
૧ ,, ગીરજાશંકર દેવશંકર (ઈં. સ્કુલના હેડમા.)
૧ ,, માણેકલાલ સામળદાસ (મુખી)
૧ ,, શંકરલાલ છોટાલાલ (તલાટી)
૧ ,, શીવશંકર કરસનજી ,,
૧ ,, બુલાખીદાસ દેવશંકર (,,)

**( ગોર વર્ગ ).**

૨ રા. રા. છગનલાલ ઉતમરામ (પારેખ)
૧ ,, મગનલાલ ભવાનીશંકર
૧ ,, સોમેશ્વર બાપાલાલ
૧ ,, રામચંદ્ર પ્રજારામ
૧ ,, સોમેશ્વર રામશંકર
૧ ,, ફુલચંદ પીતાંબર
૧ ,, બાલકૃષ્ન ઉમેદરામ
૧ ,, મોતીલાલ નાથજી
૧ ,, કેશવલાલ મોતીલાલ
૧ ,, આશારામ ગણપતરામ
૧ ,, મગનલાલ અનોપરામ
૧ ,, પુરૂષોતમદાસ ભોગીલાલ
૧ રા. રા. ગવરીશંકર મોતીલાલ
૧ ,, માધવલાલ કાશીરામ
૧ ,, રણછોડલાલ આશારામ.

પ્રત.
૧ ,, પુરૂષોતમદાસ કેવળરામ
૧ ,, મંગળદાસ ભુલાભાઇ
૧ ,, મણીલાલ બાપુજી
૧ ,, મણીલાલ જોઇતારામ
૧ ,, અંબાલાલ ગોરધનદાસ
૧ ,, ભુરાલાલ દામોદરદાસ
૧ ,, નાથજી પુરૂષોતમદાસ
૧ ,, ઓચ્છવલાલ નાગેશ્વર (પેઇન્ટર)
૧ ,, જગન્નાથ પુરૂષોતમદાસ
૧ ,, મનસુખલાલ સોમેશ્વર
૧ ,, હરીલાલ સોમેશ્વર
૧ ,, નર્મદાશંકર હરીલાલ
૧ ,, છોટાલાલ ઉત્તમરામ
૧ ,, ગીરધરલાલ બ્હેચરદાસ
૧ ,, મુળશંકર સામળદાસ.
૧ ,, ફુલચંદ રણછોડદાસ.
૧ ,, મુળશંકર ખુશાલ (વૈદ્ય)
૧ ,, જયશંકર ઉમયાશંકર (ફોટોગ્રાફર)
૧ ,, માણેકલાલ પીતાંબરદાસ (પેઇન્ટર)
૧ ,, રામચંદ્ર મોતીલાલ
૧ ,, જયશંકર બ્હેચરલાલ
(વેપારી તથા કારીગર વર્ગ)
૧ મોદી અંબાલાલ ચુનીલાલ

પ્રત.
૧ ,, ચુનીલાલ મોતીલાલ
૧ ,, ભોગીલાલ ગોવરધનદાસ
૧ ,, બ્હેચરલાલ મોતીલાલ
૧ ,, મગનલાલ નાથાલાલ
૧ ,, સોમેશ્વર ભોગીલાલ
૧ રા. રા. હરીલાલ છગનલાલ
૧ ,, જમનાદાસ મુળજી
૧ ,, અંબાલાલ ભોગીલાલ
૧ ,, રણછોડલાલ ગોરધનદાસ
૧ ,, માણેકલાલ છોટાલાલ
૧ ,, મણીલાલ મોતીલાલ
૧ ,, સાંકળલાલ હરીલાલ
૧ ,, અંબાલાલ ખુશાલ(સ્ટામ્પવેંડર
૧ ,, અંબાલાલ બાપુજી
૧ ,, પુરૂષોતમદાસ નાથજી (ઘાસ કંટ્રાકટર)
૧ ,, કૃશ્નારામ ખુશાલ (તમાકુ-વાલા)
૧ ,, ભાયચંદ છગનલાલ ( કંઠીવાલા )
૧ ,, મણીલાલ મયારામ ( કંઠીવાલા )
૧ ,, કેશવલાલ રણછોડ
૧ ,, સોમાલાલ છોટાલાલ
૧ ,, મગનલાલ કાળીદાસ
૧ મીઠાઇવાલા મથુર પરભુરામ
૧ ,, સોમેશ્વર મુળજી
૧ ,, ભુરાલાલ કાળીદાસ
૧ ,, ગીરધરલાલ ગોપાળદાસ

પ્રત.

૧ ,, મગનલાલ વલ્લભદાસ
૧ ,, સાંકળચંદ હરીવલ્લભ
૧ ,, સોમાલાલ મોતીલાલ
૧ ,, ભોગીલાલ લલ્લુભાઇ
૧ ,, કેશવલાલ મોંત્રીલાલ
૧ ,, વસા બાકર
૧ ચાવાલા. હરગોવીંદ ઇશ્વરદાસ
૧ ;, સોમેશ્વર નાથજી
૧ પાનવાલા. ફુલચંદ ગોરધન
૧ ,, છોટાલાલ નારણદાસ
૧ ,, નાથજી ભુલાભાઇ
૧ ,, કેશવલાલ છગનલાલ
૧ ,, માણેકલાલ અમૃતલાલ
૧ ,, ચંદુલાલ ગટરદાસ
૧ ,, અંબાલાલ દામોદરદાસ
૧ ,, છોટાલાલ રણછોડદાસ
૧ ,, રણછોડદાસ ગોવીંદરામ
૧ રા. રા. હરીલાલ છોટાલાલ (સોની)
૧ ,, બુલાખીદાસ ભોગીલાલ (,,)
૧ ,, ફુલચંદ છગનલાલ (છબીવા).
૧ માળી. લાલદાસ દામોદર
૧ ,, ત્રીભુવનદાસ ભુરાભાઇ
૧ ,, કાશીભાઇ દાઝીભાઈ
૧ ,, રણછોડદાસ છગનલાલ
૧ સુતાર ગોરધન પીતાંબર
૧ ,, આશારામ ઇશ્વરદાસ
૧ ,, મોતીલાલ ગંગારામ
૧ ,, પુંજાલાલ ખુશાલદાસ
૧ દરજી ટોકરભાઈ ગોવીંદભાઇ

પ્રત.

૧ રા. રા. પરશોતમ છગનલાલ
૧ ,, કેશવલાલ મગનલાલ
૧ કાછીયા મંગળદાસ પીતાંબર
૧ ,, મગનલાલ ખુશાલદાસ
૧ વલભ નીવાસના મે. ઘેલાભાઇ મુળજી
૧ ભગત. ડાહ્યાજી જેરાજી
૧ રા. રા. નારણભાઇ ભુલાભાઈ
૧ શ્રી સત્યનારાયણ પ્રભુના મંદીરના પુજારી ચુનીલાલ પ્રાણશંકર
૧ શ્રી વીશ્વકર્મા ધર્મપ્રસારક મંડળ
૧ શ્રી ડંકેશ્વર મ્હાદેવના પુજારી શ્રી કેશવલાલ શીવરામ
૧ બુકસેલર જેઠાલાલ મનસુખરામ
૧ શ્રી ડાકોર લાયબ્રેરીને (ભેટ)

દ્વારિકા.

૧ શ્રી દ્વારિકાધીશ પ્રભુના સમસ્ત સેવક

બેટ (દ્વારિકા)

૧ શ્રી સત્યભામાજીના મંદીરના બ્રહ્મચારીજી.
૧ શ્રી સત્યભામાજીના મંદીરના અધીકારી.
૧ શ્રી લક્ષ્મીજીના મંદીરના અધીકારીજી.
૧ શ્રી રાધિકાજીના મંદીરના ભંડારી બાવા.

પ્રત.

૧ શ્રી શંખનારાયણના મંદીરના બ્રહ્મચારી.

**મુંબઇ.**

૧ રા. રા. ચુનીલાલ અમથાલાલ
૧ ,, હરજીવનદાસ મુળજી
૧ ,, ચત્રુભુજ ડુંગરશી
૧ ,, રણછોડદાસ કેશવજી
૧ ,, મોહનલાલ ગોરધનદાસ
૧ ,, ભગવાનજી ખીમજી
૧ ,, દ્વારિકાદાસ વેલજી
૧ ,, લાલદાસ માણેકલાલ
૧ ,, કરસનદાસ મંગળદાસ
૧ ,, ગોરધનદાસ ધરમશી
૧ ,, ડાહ્યાભાઈ ગોરધન
૧ ,, ઠાકોરદાસ ભગવાનદાસ
૨ ,, માણેકચંદ હેમચંદ
૧ ,, પુરૂષોતમદાસ છગનલાલ

**કરાંચી.**

૨૭ રા. રા. રામશંકર એલ. ભટ સપટ કુ. એજન્ટ
૧ ,, હાકમચંદ મલુકચંદ
૧ ,, શીવલાલ એમ. શાહ
૧ ,, નારાયણદાસ પુરષોતમદાસ
૧ ,, મનજી વાલજી
૧ ,, ઓધરજી ઝવેરદાસ
૧ ,, જટાશંકર. એન. આચાર્ય
૧ ,, ડોકટર. સા. એચ. એન. ડેન
૧ ,, ચુનીલાલ લવજી

પ્રત.

૧ ,, ઠાકરશી ઘેલાભાઈ
૧ ,, દયારામ કાનજી પસારી
૧ ,, મણીશંકર કાનજી
૧ ,, મોહનલાલ પોપટલાલ
૧ , મોતીલાલ કલ્યાણજી
૧ ,, રતીલાલ હીરજી
૧ ,, પ્રાણશંકર આણંદજી
૧ , નારાયણદાસ લક્ષ્મીદાસ
૧ ,, બાઇશંકર કરસનજી
૧ રા. રા. દયાશંકર હીરજી
૧ ,, નાગરદાસ મગનલાલ ક્રો.
૧ ,, છોટાલાલ છગનલાલ
૧ ,, પુરૂષોતમદાસ નરશી
૧ ,, લાલજી પુરૂષોતમદાસ
૧ ,, જુઠાભાઇ વેલજી

**વડોદરા.**

૧ રા. રા. ઝવેરીલાલ દેવશંકર પો. મા.
૧ ,, માણેકલાલ કુબેરજી
૧ ,, પુંજાલાલ મનસુખલાલ
૧ ,, મહંત શ્રી હરિદાસજી
૧ ,, ધીરજલાલ હરીલાલ
૧ ,, દ્વારીકાદાસ કાળીદાસ
૧ ,, દલસુખરામ મંચ્છારામ
૧ ,, દેવશંકર ગાંડાલાલ ( મીઠાઇવાળા )
૧ ,, પુરૂષોતમદાસ દલપતરામ
૧ ,, ગણપતરાવ બળવંતરાવ

**નડીયાદ.**

૧ રા. રા. ચીમનલાલ મોહનલાલ

પ્રત.

૧ ,, મગનલાલ ઇચ્છારામ
૧ ,, પ્રભુદાસ લક્ષ્મીદાસ
૧ ,, ગીરધરલાલ ભોગીલાલ
૧ ,, હરીલાલ ગોરધનદાસ
૨ ,, રામગોવીંદ લાલભાઇ ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ.

### સુરત.

૧ રા. રા. છગનલાલ છબીલદાસ
૧ ,, વજેરામ હરીદાસ
૧ ,, કુબેરદાસ ત્રીભુવનદાસ
૧ ,, વન્દ્રાવનદાસ છોટાલાલ
૧ ,, પુરૂષોતમદાસ છોટાલાલ

### ડભોઇ.

૧ ,, રણછોડદાસ નરોત્તમદાસ
૧ ,, ગોપાળદાસ મનસુખરામ
૧ ,, નારણદાસ કુબેરદાસ
૧ ,, ચુનીલાલ છગનલાલ
૧ ,, પુરૂષોતમદાસ પ્રેમાનંદજી
૧ ,, હિમતલાલ હરગોવીંદદાસ
૧ ,, ચુનીલાલ ત્રીભુવનદાસ
૧ ,, ગરબડદાસ મોતીલાલ
૧ ,, ગોરધનદાસ કેશવલાલ
૧ ,, મગનલાલ નાથાલાલ
૧ ,, ચુનીલાલ ભક્તિદાસ

### ચોકારી.

૧ રા. રા. લલુભાઇ નાથજી
૧ સાધુ ઇચ્છારામ ઉત્તમરામ
૧ રા. રા. રામસીંગ ભાઇબાવા

પ્રત.

૧ ,, રામજી પુરૂષોતમદાસ
૧ ,, શીવલાલ બાપુલાલ

### ગોધરા.

૨૫ રા. રા. રવીશંકર અંબાશંકર ભટ ટ્રાફીક ઇન્સ્પેક્ટર (ભાવનગરવાળા)
૧ ,, પોપટલાલ ગીરધરલાલ
૧ શેઠ શ્રી હિમતલાલભાઇશ્રી

### પાદરા.

૧ રા. રા. ભાઇલાલ મોહનલાલ
૧ ,, ચીમનલાલ રણછોડદાસ
૧ ,, મહાશંકર દામોદરદાસ
૧ ,, નર્મદાશંકર મણીશંકર
૧ ,, બાપુલાલ રામચંદ્ર(મહુધા)
૧ ,, અંબાલાલ મથુરભાઇ (,,)
૧ ,, વસંતરામ ઝવેરદાસ (વીસનગર)
૧ ,, ઇશ્વિરલાલ ગીરધરલાલ (કાલસર)
૧ રા. રા. શીવાભાઇ મોકમભાઇ (કાલસર)
૧ રા. રા. અંબાલાલ ન્હાનાલાલ (કાલસર)
૧ રા. રા. ફુલચંદ મોહનલાલ (જંબુસર)
૧ રા. રા. મુકુંદરામ ન્હાનાભાઇ (કાશી)
૧ રા. રા. ડાહ્યાલાલ પુરૂષોતમ (આટ)

પ્રત.

૧ રા. રા. મોતીલાલ ગોપાળજી (નારપંડોળી)

૧ રા. રા. વીશ્વનાથ કુબેરજી (ડભાણ)

૩ રા. રા. વ્યાસ રામચંદ્ર ઇચ્છારામ (મોતા)

૧ રા. રા. નૃસીંહભાઇ બાબરભાઇ (ઓડ)

૧ રા. રા. ઉલ્લાસરામ જગન્નાથ (ચાંપાનેર)

૧ રા. રા. દામોદર અમથાલાલ (સોણપર)

૧ રા. રા. મગનલાલ મુળજી (હાલોલ)

૧ રા. રા. નાથાલાલ મનસુખરામ (હાલોલ)

૧ રા. રા. જેઠાલાલ નાથાભાઇ (વાડીયા)

૧ રા. રા. શીવલાલ જાદવજી (ચકલાસી)

૧ રા. રા. મનસુખલાલ ચુનીલાલ (ભાલેજ)

૧ રા. રા. ફુલચંદ આશાભાઇ (ભાલેજ)

૧ રા. રા. માણેકલાલ શીવલાલ (બ્હાદરપર)

૧ રા. રા. દસરથલાલ કેશવલાલ (બ્હાદરપર)

પ્રત.

૧ રા. રા. રતીલાલ તારાચંદ (સુજાલપુર)

૧ રા. રા. બાલકૃષ્ણ છગનલાલ (નેસ)

૧ રા. રા. ગોકુળદાસ ગોવરધનદાસ (ભદ્રાસા)

૧ રા. રા. મગનલાલ નારણદાસ (ત્રુણાદરા)

૧ રા. રા. મરઘાભાઇ બાબરભાઇ (આગરવા)

૧ રા. રા. મંગળભાઇ કીશોરભાઇ (આગરવા)

૧ રા. રા. ચીમનલાલ છોટાલાલ (મહેમદાબાદ)

૧ રા. રા. ચુનીલાલ છોટાલાલ (મહેમદાબાદ)

૧ રા. રા. મગનલાલ જાદવજી (ડબકા)

૧ રા. રા. છોટાલાલ ઇશ્વર (બામણવસી)

૧ મહંત રાઘવપ્રસાદ ગુરૂરાધકાદાસ (શેરખી)

૨ રા. રા. સાકરલાલ છગનલાલ (વાડાસીનોર)

૧ રા. રા. પુરૂષોતમ ગોકુળદાસ (કપડવંજ)

૧ રા. રા. રામચંદ્ર યશવંતરાવ (આણંદ)

પ્રત.

૧ રા. રા. ગૌરીશંકર અમુલખ-
રાવ ( આણુંદ )

૧ રા. રા. સોમેશ્વર છગનલાલ
( આણુંદ )

૧ રા. રા. થોભણદાસ જીભાઇ
( જલાનગર )

૧ રા. રા. લલ્લુભાઇ ઇશ્વરદાસ
( કુંજરાવ )

૧. રા. રા. મગનલાલ હરગોવીંદ
( પીપલવાડા )

૧ રા. રા. ભલાશંકર મુળજી (હેરંજ)

૧ રા. રા. બાપુજી વીઠ્ઠલદાસ
( ઉમરેઠ )

૧ રા. રા. ચીમનલાલ શનીલાલ
( ઉમરેઠ )

૧ રા. રા. ફુલાભાઇ રણછોડ (ઉમરેઠ)

૧ ,, અમૃતલાલ ગીરધરલાલ(,,)

૧ રા. રા. ફતેસીંહ લક્ષ્મણસીંહ
ફોજદાર ( ખેડા )

૧ રા. રા. મણીશંકર કાશીશંકર
(બોરસદ)

૨ રા. રા. રમણભાઇ નારણભાઇ
( પેટલાદ )

૧ રા. રા. જેઠાલાલ લલ્લુભાઇ
( પેટલાદ )

૧ ,, વ્રજમોહન માણેકલાલ
( સિનોર )

૧ ,, જમનાદાસ કેવળદાસ
( વીરમગામ )

પ્રત.

૧ ,, મણીલાલ છગનલાલ (,,)

**વઢવાણ ( સીટી )**

૧ રા. રા. રામલાલ ઉમયાશંકર

૧ ,, ભુદરલાલ અમરશી.

**ગોંડળ.**

૨ ,, રણછોડલાલ વન્દ્રાવનદાસ
દીવાન સાહેબ

**ભાવનગર.**

૫ ,, વીદ્વદ્વર્ય શ્રીયુત શ્રી.
પ્રભાશંકર દલપતરામ પટણી

૫ ,, ત્રીભુવનદાસ કાળીદાસ
નાયબ દિવાન સા.

૧ ,, અનોપરામ હાવજી

૧ ,, નાનાલાલ હાવજી

૧ ,, જ્યંતીલાલ રઘુભાઇ

૧ ,, ન્હાનાલાલ લલ્લુભાઈ

૧ ,, લલ્લુભાઇ પ્રભુદાસ

૧ ,, માધવજી ધારશી

૧ ;, રતીલાલ અમૃતલાલ

૧ ,, મોહનલાલ મથુરદાસ

૧ ,, દુલ્લભજી ત્રીભોવનદાસ

૧ ,, ભગવાનજી ગોપાળજી
હજુરશ્રીના પ્રા. સેક્રેટરી.

૧ ,, વેણીશંકર કૃપાશંકર

૧ ,, જગજીવનદાસ ફુલચંદ

૧ ,, ભાણજીભાઇ વીઠ્ઠલદાસ.

**ગોઘા.**

૧ રા. રા. દેવશંકર લક્ષ્મીરામ
( મ્યુ. સેક્રેટરી )

પ્રત.

૧ રા. રા. ગીરધરલાલ જુગલદાસ

**કુંડલા.**

૧ રા. રા. છોટાલાલ દલપતરામ (કવી) (વહીવટદાર.)
૧ રા. રા. સામજી ગોવીંદજી (વકીલ)
૧ ,, સામજી કેશવજી (,,)
૧ ,, મગનલાલ જમનાદાસ પારેખ
૧ શ્રી તખ્તસિંહજી લાયબ્રેરીને (ભેટ)

**શિહોર.**

૧ પરમ કૃપાળુ શ્રી ગૌતમેશ્વર દાદાજી
૨ સ્વર્ગવાસી શેઠ ભાયચંદ શામજી મહેતા
૧ રા. રા. ધનેશ્વર પ્રમાણંદદાસ (ત્રાપજ)
૧ રા. રા. જયશંકર દુલ્લભજી (તળાજા)

પ્રત.

૧ રા. રા. બ્હેચરલાલ ગવરીશંકર (તળાજા)
૧ રા. રા. દામોદરદાસ રણછોડદાસ (તળાજા)
૧ હેડમીસીસ બ્હેન નર્મદાગૌરી
૨ નગરશેઠ હાવાભાઈ કમળશી (અમરેલી)
૧ રા. રા. રણછોડલાલ ધારશી
૧ ,, શવજી એન્ડ ગાંડાલાલ કું.
૧ ,, નૃસીંહરામ છગનલાલ (ઉંઝા)

**અમદાબાદ.**

૨ રા. રા. ગોવીંદરામ હરીશંકર મ્યુ. સેક્રેટરી
૨ રા. રા. હરીશંકર લાધારામ વૈદ્યરાજ
૧ રા. રા. મનોરદાસ મોહનલાલ
૨ ,, ,, ભાઇલાલ રણછોડ.



# શ્રીરણછોડ દર્શનિકાના ગ્રાહકોને

## ' આશિર્વચન. '

સુજ્ઞ વાંચક મહાશયો અને બ્હેનો:—

—સદા સુખી રહો.—

ગિતિ.

સત્સંગ સહુએ સાધો, સ્વર્ગે વિષે સત્સંગે સંચરશો:
દાવાનળ ભવમાંથી, સત્યે હરિના ભજન થકી તરશો!

( શાર્દુલ વિક્રિડિત છંદ. )

સુખમાં પૂર્ણ કરો સદા જીવનને, શ્રીરંગના દર્શથી,
ખીલી ડંકપુરે છબી પ્રભુ તણી, વન્દન કરો હર્ષથી;
રહેજો આત્મગુણી સદા સુમનથી, વ્હાલા હરીને ગણી,
હોજો શાન્તીય આપ સર્વ કુટુંબને, આશીષ કેશવ તણી.

" सौख्य मस्तु कल्याण मस्तु भव. "

કર્તા.